॥ श्री सद्गुरु र्विजयतेतहाम् ॥



# વેદાંત દર્પણ


: પ્રકાશક :

વ્યવસ્થાપક ટ્રસ્ટી મંડળ.

શ્રી આનંદાશ્રમ–બીલખા. (સૌરાષ્ટ્ર)

સંવત્ ૨૦૨૨ ખ્રિસ્તાબ્દ ૧૯૬૬

શાકે ૧૮૮૮ પ્રતિ ૧૧૦૦

॥ ૐ ॥

# પ્રસ્તાવના

## વેદાંત દર્પણ

મુંબઈ નિવાસી સ્વર્ગસ્થ ડોકટર ગુરુબંધુ શ્રી ફીરોજ શાહ એરચશાહ હાયવાયે સંવત્ ૧૯૯૨માં "વેદાંત દર્પણ" નકશા રૂપે પ્રસિદ્ધ કરી ૧૦૦૦ પ્રતો પૂજ્યપાદ કૃપાનાથની પાવન સેવામાં અર્પણ કરેલ હતી. આ નકશો ૩ાા×૩ા ફૂટ લંબાઈ પહોળાઈનો છે, એટલે તે કાચમાં મઢાવી રાખવામાં તથા તેના અભ્યાસમાં મુશ્કેલી આવે છે, તેમજ ત્રીશ વરસ પહેલાં તે છપાયેલ હોવાથી તેના કાગળો જીર્ણ થયા છે તેમ મુમુક્ષુઓ તરફથી અનુભવાતાં, હવે તે સરળતાથી વાંચી વિચારી શકાય તે માટે, આ પુસ્તક રૂપે છપાવવામાં આવે છે.

સ્વ. ડોકટર શ્રી હાયવાયે પૂજ્યપાદ કૃપાનાથના વેદાંત ગ્રંથોનો ઊંડો અભ્યાસ કરી, અતિ પરિશ્રમ લઈ પૂજ્યપાદ શ્રી સદ્ગુરુદેવ પ્રણીત પુસ્તકો "શ્રી વેદાંતના મૂલ તત્ત્વો," "શ્રી પરમપદ બોધિની," "શ્રી પ્રશ્નોત્તર રૂપે વિવિધ ઉપદેશ," "શ્રી ઉપદેશ ગ્રંથાવલિ," "શ્રી વિવેક ભાસ્કર" ને "પંચદશી સાર સંગ્રહ" ઈત્યાદિ સદ્ગ્રંથોને આધારે આ દર્પણ તૈયાર કરેલ છે. આ વિષયનો વિશેષ અભ્યાસ કરનાર મુમુક્ષુઓને તેતે પુસ્તકોનું વાચન મનન અતિ ઉપયોગી થઈ પડશે, અને શ્રદ્ધા છે કે આ પુસ્તક કે જે પૂજ્યપાદ કૃપાનાથના પવિત્ર ઉપદેશ રૂપ મનનીય વેદાંતના ગ્રંથોના સારરૂપ છે તેનો લાભ સનાતન ધર્મપ્રેમી પ્રજાજનો બહોળા પ્રમાણમાં લેવા પ્રેરાશે.

સંવત્ ૨૦૨૨
પૌષ મકર સંક્રાંતિ
તા. ૧૪–૧–૬૬

વ્યવસ્થાપક ટ્રસ્ટી મંડળ
**આનંદાશ્રમ–બીલખા.**

# સમર્પણ

સોરઠના સદ્ભાગ્યથી, પ્રકટયા શ્રીમન્નાથ;
તત્ત્વ તરંગિણી રેલવી, કરી પાવન ગુજરાત.
બ્રહ્મસ્વરૂપ શ્રી સદ્ગુરુ, પરમ કૃપાળુ આપ;
જ્ઞાનતણી વર્ષા કરી, હર્યા સૌ સંતાપ.
આનંદામૃત વારિને, પીએ જે નરનાર;
શાંતિને તે અનુભવે, ભવસાગરની પાર.
પ્રસાદ શ્રી વેદાંતનો, આપ્યો કરીને પ્યાર;
ફીરોઝના ગુરુચરણમાં, વંદન વારંવાર.

સંવત્ ૧૯૯૨ અષાઢ સુદિ પૂર્ણિમા.
શાકે ૧૮૫૭ ખ્રિસ્તાબ્દ: ૧૯૩૬

ૐ

આ નકશાની ૧૦૦૦ પ્રતો છપાવી શ્રી બીલખા-આનંદાશ્રમમાં પૂજ્યપાદ કૃપાસિંધુ શ્રી સદ્ગુરુ પરમાત્મા શ્રી શ્રી ૧૦૮ શ્રીમન્ નાથ ભગવાન્‌ની (શ્રીમન્ નથુરામ શર્મા-આચાર્યજીની) પરમ પાવન સેવામાં અર્પણ કરવામાં આવી છે. સનાતનની પ્રજાને આ નકશો પડત મૂલ્યે મળે તેવી તથા હવે પછી જ્યારે જ્યારે આ નકશાની નવી આવૃત્તિઓ છપાવવાની આવશ્યકતા જણાય ત્યારે ત્યારે તે છપાવવાની વ્યવસ્થા શ્રી બીલખા આનંદાશ્રમ તરફથી રહેશે.

લિ. પરમ કૃપાળુ શ્રી સદ્ગુરુ પરમાત્મા શ્રીમન્નાથ યોગેશ્વરના પાદ પદ્મ રજોંક્તિ બાલ ફીરોઝશાહ એરચશાહ હાયવાયના તેઓશ્રીના પરમ પાવન ચરણકમલોમાં અનવધિ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ.

# વેદાંત દર્પણ

પૂજ્યપાદ આચાર્ય શિરોમણિ બ્રહ્મવિદ્વરિષ્ઠ સદ્ગુરુ પરમાત્મા શ્રીમન્નાથ યોગેશ્વરે મુમુક્ષુઓ પ્રતિ કૃપા લાવી રચેલાં "શ્રીવેદાંતનાં મૂલતત્વો" "શ્રીપરમપદબોધિની" શ્રીપ્રશ્નોત્તરરૂપે વિવિધ ઉપદેશ" "શ્રી ઉપદેશ ગ્રંથાવલિ" "શ્રી વિવેકભાસ્કર" "શ્રીપંચદશીસાર સંગ્રહ" ઈત્યાદિ સદ્-ગ્રંથોને અવલંબીને આ "વેદાંતદર્પણ" નામનો નકશો તેઓશ્રીની કૃપાથી લખાયો છે.

દર્પણ આ વેદાંતનું, આપે આત્મજ્ઞાન,
તાપ ટળે સત્ સુખ મળે, જતાં મૂળ અજ્ઞાન.

સર્વ વસ્તુઓના વાસ્તવિક સ્વરૂપનો તથા તે વાસ્તવિક સ્વરૂપની પ્રાપ્તિનાં સાધનોનો ઉપદેશ કરનાર વેદનો જે અંતિમ ભાગ તે વેદાંત કહેવાય છે.

## અનુબંધ

અધિકારી, વિષય, સંબંધ, અને પ્રયોજન (ફલ) એ ચાર મળીને જે થાય છે તેને વિદ્વાનો અનુબંધ કહે છે.

૧ અધિકારી. ૨ વિષય, ૩ સંબંધ, ૪ પ્રયોજન.

૧ મુખ્ય અધિકારી. ૨ ગૌણ અધિકારી.

આ જન્મમાં વા જન્માંતરમાં જેણે વિધિવત્ વેદ વેદાંગાદિનું સ્વશક્તિ પ્રમાણે અધ્યયન કર્યું હોય અને ઉપર ટપકે વેદાર્થ પણ જાણ્યો હોય, તથા ૧ કામ્યકર્મ, અને ૨ નિષિદ્ધકર્મના ત્યાગ પૂર્વક ૩ નિત્ય, ૪ નૈમિત્તિક, ૫ પ્રાયશ્ચિત્ત, તથા ૬ ઉપાસનાના અનુષ્ઠાનવડે સર્વ પાપથી જે મોકળો થયો હોય એવો અત્યંત શુદ્ધ અંતઃકરણવાળો ને ૭ વિવેકાદિ ચાર સાધનથી યુકત જે મનુષ્ય તે વેદાંતનો મુખ્ય અધિકારી છે; અથવા જેના ચિત્તમાં મલદોષ અને વિક્ષેપ દોષ ન હોય પણ માત્ર આવરણ દોષ જ હોય અને જે વિવેકાદિ ચાર સાધનસંપન્ન હોય તે વેદાંતનો મુખ્યાધિકારી છે.

મલદોષ :- પાપકર્મના સંસ્કારો મલદોષ કહેવાય છે. એના સદ્ભાવથી કુવિચાર ઉપજે છે તથા જીવ કુકર્મમાં પ્રવૃત્ત થાય છે. આ દોષ નિષ્કામ કર્મ કરવાથી દૂર થાય છે.

વિક્ષેપદોષ :- ચિત્તની ચચંળતા એ વિક્ષેપદોષ કહેવાય છે. એના અસ્તિત્વથી ચિત્ત એક યોગ્ય વિષયમાં સ્થિર

નહિ રહેતાં ભિન્નભિન્ન વિષયોમાં ભમ્યા કરે છે. આ દોષ ઉપાસના અથવા ધ્યાનથી દૂર થાય છે.

આવરણ દોષ:- જીવની ચિત્તવૃત્તિને સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર નહિ થવા દેનાર દોષ આવરણદોષ કહેવાય છે. તેના હોવાથી જીવને પોતાના વાસ્તવિક સ્વરૂપનું ભાન થતું નથી. આ દોષ આત્માના સ્વરૂપના જ્ઞાનથી દૂર થાય છે.

૧ કામ્યકર્મ :- સ્વર્ગાદિ ઇષ્ટ સાધનોની પ્રાપ્તિ માટે જે સોમયાગાદિ કર્મો કરવામાં આવે તે કામ્ય કર્મો.

૨ નિષિદ્ધ કર્મ :- નરકાદિ અનિષ્ટની પ્રાપ્તિ કરાવનાર જે બ્રહ્મહત્યાદિ કર્મો છે તે નિષિદ્ધ કર્મો.

૩ નિત્યકર્મ :- જેના નહિ કરવાથી દ્વિજને દોષની પ્રાપ્તિ થાય એવાં સંધ્યા-વંદનાદિ કર્મો તે નિત્યકર્મો.

૪ નૈમિત્તિકકર્મ :- પુત્રજન્માદિને પ્રસંગે કરવામાં આવતાં જાતકર્માદિ કર્મો તે નૈમિત્તિક કર્મો.

૫ પ્રાયશ્ચિત્ત કર્મ :- જાણતાં કે અજાણતાં થયેલાં પાપોના ક્ષયના હેતુભૂત ચાંદ્રાયણાદિ તપ તે પ્રાયશ્ચિત્ત કર્મો.

૬ ઉપાસનાઓ :- સગુણબ્રહ્મ સંબંધી માનસ વ્યાપારરૂપ શાંડિલ્ય વિદ્યાદી ઉપાસનાઓ કહેવાય છે.

## ગૌણઅધિકારી

બીજા મનુષ્યો સાધન સંપત્તિની ન્યૂનતા પ્રમાણે

ગૌણાધિકારી છે. સાધનચતુષ્ટયરૂપ સંપત્તિના અભાવમાં પણ ગૃહસ્થોને આત્મવિચાર કરવામાં પ્રત્યવાય નથી.

## વિવેકાદિ ચાર સાધનો (સાધન ચતુષ્ટય)

૧ વિવેક :- બ્રહ્મ જ નિત્ય વસ્તુ છે, અને તેનાથી ભિન્ન સર્વ વસ્તુઓ અનિત્ય છે આવું તે બંનેનું પૃથક્કરણ તે વિવેક કહેવાય છે.

અથવા આ જગત્‌માં બ્રહ્મ એવે નામે ઓળખાતી કોઇ વસ્તુ પરમ સૂક્ષ્મ, અસંગ, અવિકારી ને અવિનાશી છે; અને તેનાથી ભિન્ન બીજી સર્વ વસ્તુઓ સ્થૂલ, અન્યના કોઇપણ પ્રકારના સંબંધવાળી, ક્ષણે ક્ષણે વિકારરૂપ પરિણામ પામનારી અને પોતાના પ્રતીત થતા સ્વરૂપના અદર્શનરૂપ વિનાશ પામનારી છે, આવી અંતઃકરણની દૃઢ સમજ તે વિવેક કહેવાય છે.

વિવેક સંપાદન કરવાના ઉપાય : અંતઃકરણની પવિત્રતા, અંતઃકરણની સ્થિરતા. શ્રીસદ્‌ગુરુની અને સત્પુરુષોની સેવા, શ્રી સદ્‌ગુરુના તથા સંત્પુરુષોના ઉપદેશનું શ્રવણ, સત્શાસ્ત્રોનું શ્રવણ, વાચન.

૨. વૈરાગ્ય : જેમના અંતઃકરણમાં શુદ્ધવિવેકની દૃઢતા થઇ હોય છે તેમનાં અંતઃકરણોમાંજ શુદ્ધ વૈરાગ્યનો ઉદય થઇ શકે છે. વૈરાગ્ય એ પ્રતીત થતા દૃશ્ય વિષયોમાં ને શાસ્ત્રોમાં સાંભળવામાં આવતાં પરલોકના વિષયોમાં રાગરહિત પણાવાળી ઉદાસીનતા જેવી અંતઃકરણની સ્થિતિનું નામ છે.

## વૈરાગ્યના બે પ્રકાર છે

૧. અપર વૈરાગ્ય

લૌકિકવૈદિક વિષયોના સંપાદનમાં, રક્ષણમાં કિંવા અપ્રાપ્તિમાં જે ઉપર ટપકેનું રાગરહિતપણું તે વૈરાગ્ય નથી, તેમજ રોગાદિનિમિત્તથી વા સામાન્ય દોષ દર્શનથી વિષયોમાં અરુચિજણાય તો તે પણ વૈરાગ્ય નથી, કિંતુ દિવ્યાદિવ્ય વિષયની પ્રાપ્તિ થયા છતાં પણ, દોષના દઢ સાક્ષાત્કારથી ચિત્તની ક્ષોભરહિત એટલે રાગદ્વેષશૂન્ય સ્થિતિ રહે તે અપર-વૈરાગ્ય છે.

૨. પરવૈરાગ્ય આત્માના અને અનાત્માના સાક્ષાત્કારથી અવિદ્યાની નિવૃત્તિની સિદ્ધિવડે તત્ત્વજ્ઞાન પર્યંતના સર્વ દશ્યોમાં પૂર્વે ઉત્પન્ન થયેલા દોષ દર્શનવડે જ દોષાંતરના દર્શનની અપેક્ષા વિના જે અલંબુદ્ધિ એટલે વિષયેચ્છાના રહિતપણાનો જે સુદઢ ભાવ તે પરવૈરાગ્ય કહેવાય છે.

## અપરવૈરાગ્યના ચાર પ્રકાર છે

૧ યતમાન્ ૨ વ્યતિરેક ૩ એકેંદ્રિય ૪ વશીકાર.

૧. યતમાન: દોષદર્શનપૂર્વક વિષયોના ત્યાગ માટે યત્ન આરંભવો તે યતમાન વૈરાગ્ય કહેવાય છે.

૨. વ્યતિરેક: કેટલાક વિષયોનાં ત્યાગ થઇ જાય ને કેટલાક વિષયો ત્યજવા બાકી રહે અને તે ત્યજવા બાકી રહેલા વિષયોના ત્યાગ માટે સાવધાનતાપૂર્વક યત્ન થાય તે વ્યતિરેક વૈરાગ્ય કહેવાય છે.

૩. એકેંદ્રિય : વિષયભોગનો સ્થૂલ રીતે ત્યાગ થયા છતાં મનમાં વિષયોના સંબંધમાં ઔત્સુક્ય રહે એવી સ્થિતિને એકેંદ્રિય વૈરાગ્ય કહેવાય છે.

૪. વશીકાર : હું વિષયોને વશ નથી, પણ વિષયો મારે વશ છે એવી અવસ્થા અનુભવાય તે વશીકારવૈરાગ્ય કહેવાય છે, અથવા વિષયોના ને માનાપમાનના સાન્નીધ્યકાલમાં પણ સર્વ ઇંદ્રીયોને ચિત્ત ક્ષોભરહીત રહે તે વશીકારવૈરાગ્ય કહેવાય છે.

**૩ શમાદિ છ સંપત્તિ** :– પૂર્વોક્ત શુદ્ધ વૈરાગ્યની જે પુણ્યશાળી મનુષ્યે પોતાના અંતઃકરણમાં પ્રાપ્તિ કરી હોય તે પુણ્યશાળી મનુષ્યનું અંતઃકરણ ૧ શમ, ૨ દમ, ૩ શ્રદ્ધા, ૪ સમાધાન, ૫ ઉપરતિ, ૬ તિતિક્ષા એ છ સંપત્તિ પ્રાપ્ત કરવાને સમર્થ થાય છે.

૧ શમ– આળસ, પ્રમાદ, ક્રોધ, લોભ, મત્સરાદિ મનના દુસ્વભાવોને ધૈર્યને સાવધાનતાથી દૂર કરી તેને કોઇપણ હિતકર વિષયોમાં જોડવાનું બુદ્ધિનું જે બલ, તે શમ (મનોનિગ્રહ) કહેવાય છે.

૨ દમ :– પાયુથી ભિન્ન ચાર કર્મેંદ્રિયોના તથા પાંચ જ્ઞાનેંદ્રિયોના પોતપોતાના વિષયોભણી રાગદ્વેષપૂર્વક દોડવાના કુસ્વભાવને વશ રાખી તેમને તેમના શુભ વિષયમાં પ્રયોજન જેટલા વેગવાળી રાખવાનું જે બુદ્ધિનું બલ, તે દમ (ઇંદ્રિયનિગ્રહ) કહેવાય છે.

૩ શ્રદ્ધા :- પોતાના સદ્ગુરુના તથા પ્રમાણભૂત સત્શાસ્ત્રોના વચનોમાં પ્રામાણિકપણાનો, સત્યપણાનો, બુદ્ધિ વિષે જે વિવેકવાળો નિશ્ચય થાય તે શ્રદ્ધા કહેવાય છે, અને તેના મુખ્ય ત્રણ પ્રકાર છે.

સાત્ત્વિકી શ્રદ્ધા :- શ્રીસદ્ગુરુના ને સત્શાસ્ત્રોના વચનમાં જે વિચારપૂર્વક પ્રામાણિકપણાનો પરિપૂર્ણ નિશ્ચય તે સાત્ત્વિકી શ્રદ્ધા કહેવાય છે. અલ્પ સમયમાં કૃતાર્થ થવામાં તો આવી શ્રદ્ધા જ ઉપયોગી છે.

રાજસી શ્રદ્ધા :- શ્રીસદ્ગુરુના ને સત્શાસ્ત્રોના વચનમાં પોતાના વિવેક વિચારની ન્યૂનતાને લીધે પ્રામાણિકપણાનો અસ્થિરતાવાળો જે નિશ્ચય તે રાજસીશ્રદ્ધા કહેવાય છે.

તામસીશ્રદ્ધા :- શ્રીસદ્ગુરુના ને સત્શાસ્ત્રોના વચનમાં વિવેક વિચાર રહિત મૂઢતાયુક્ત પ્રામાણિકપણાનો જ નિશ્ચય તે તામસીશ્રદ્ધા કહેવાય છે.

૪ સમાધાન :- દૃશ્યના મિથ્યાપણાના નિશ્ચયને સતત જાગતો રાખી, પોતાના પ્રારબ્ધ કર્મવડે પ્રાપ્ત થતા અનુકૂલ પ્રતિકુલ પ્રસંગોથી પોતાના મનને હર્ષને, ખેદને કે ભયને વશ ન થવા દેતાં, તેના સમભાવને જાળવી રાખવાનું જે બુદ્ધિનું સામર્થ્ય, તે સમાધાન કહેવાય છે.

૫ ઉપરતિ :- મનને રાગદ્વેષવાળા વિચારોથી તથા રાગદ્વેષ-વાળી ઇંદ્રિયોને વશ થઈ તેની વિષયોભણી ઇંદ્રિયોદ્વારા થતી પ્રવૃત્તિથી, રોકવાનું બુદ્ધિનું જે સામર્થ્ય તે ઉપરતિ કે ઉપરામ કહેવાય છે.

૬ તિતિક્ષા :- પોતાના પ્રારબ્ધકર્મવડે પ્રાપ્ત થતા ભૂખ તરસ, માનાપમાન ઈત્યાદિ દ્વંદ્વોને તથા જ્વરાદિ રોગોને, મનને ચિંતાથી તથા વાણીને વિલાપથી રહિત રાખી પોતાના શરીરનો નાશ ન થાય એવી રીતે સહન કરવાનું બુદ્ધિનું જે સામર્થ્ય તે તિતિક્ષા કહેવાય છે.

**૪ મુમુક્ષુતા** :- પૂર્વોક્ત છ સંપત્તિની પ્રાપ્તિ થયા પછી મનુષ્યના અંતઃકરણમાં સાચી મુમુક્ષુતાનો ઉદય થાય છે. વર્તમાન શરીરના સદ્‌ભાવમાં અને તેના પતન પછી અન્ય શરીરમાં પણ "હું"માં (જીવમાં) અનુભવાતાં વિવિધ દુઃખોની ઐકાંતિક (અચૂક) અને આત્યંતિક (પુનઃ ઉદય ન પામે એવી) નિવૃત્તિ તથા તેને પરમાનંદની (વિષય સુખથી ભિન્ન નિરૂપાધિક પરમ પવિત્ર નિરવધિ સુખની) નિરંતર પ્રાપ્તિ એ રૂપ શાસ્ત્રપ્રસિદ્ધ મોક્ષનો સંશયવિપર્યયથી રહિત અનુભવ કરવાની દુઃખમય સંસારથી ઉદાસ થયેલા મનુષ્યની જે તીવ્ર ઈચ્છા તે મુમુક્ષુતા.

## ૨ વિષય

માયાએ અને અવિદ્યાએ આરોપેલા સર્વજ્ઞપણાદિરૂપ અને અલ્પજ્ઞપણાદિ રૂપ વિરૂદ્ધ ધર્મોના પરિત્યાગ પૂર્વક જે ઈશ્વરના ને જીવના શુદ્ધ ચૈતન્યનું એકપણું તે વેદાંતનો મુખ્ય વિષય છે, અથવા સર્વ વસ્તુઓનું વાસ્તવિક સ્વરૂપ સમજાવી જિજ્ઞાસુઓને ૧ અવિકારી, ૨ દેશ, ૩ કાલ ને વસ્તુના પરિચ્છેદથી રહિત, સ્વયંસિદ્ધ, સ્વયં પ્રકાશ, સ્વય-

માનંદ, અનાદિ અનંત, શુદ્ધ વસ્તુ જે બ્રહ્મ તેનો બોધ કરી, તેઓની અનાદિકાલની ભ્રાંતિ દૂર કરવી એજ વેદાંતનો મુખ્ય વિષય છે.

૧ **અવિકારી**– વસ્તુમાં ફેરફાર થઈ તેનું અન્ય રૂપે પ્રતીત થવું વા પરિણામ પામવું તે વિકાર. અત્રે બ્રહ્મ, મનોવિકારોથી, તથા ભાવ વિકારોથી રહિત છે, એમ કહેવાનો આશય છે.

**મનોવિકારોઃ**– કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર ઈત્યાદિ મનોવિકારો કહેવાય છે.

**ભાવવિકારોઃ**– ઉત્પત્તિની પહેલાં પોતાના ઉપાદાન કારણમાં અવ્યક્ત રૂપે રહેવું, પોતાના ઉપાદાન કારણમાંથી વ્યક્ત થવું, (પ્રકટ થવું) ક્રમથી વધવા માંડવું, વધી રહ્યા પછી કાંઈક કાંઇક પરિણામ પામ્યા કરવું, ક્રમથી ક્ષીણ થવા લાગવું, અને વિનાશ પામવું એ છ પ્રકારના ભાવવિકારો છે.

૨ **દેશ, કાળ ને વસ્તુના પરિચ્છેદથી રહિતઃ**– પ્રતીત થતી વસ્તુઓ એક દેશમાં રહેનારી હોવાથી દેશ વડે પરિચ્છેદ (ભેદ વિભાગ) પામનારી હોય છે, પણ સર્વવ્યાપી હોવાથી બ્રહ્મનો દેશ વડે પરિચ્છેદ થઇ શકે નહિ. પ્રતીત થતી દશ્ય વસ્તુઓ ઉત્પત્તિ નાશવાળી હોવાથી કાલવડે પરિચ્છેદ પામનારી હોય છે, પણ અનાદિ અનંત હોવાથી ભૂત, વર્તમાન ને ભવિષ્ય એ ત્રણ કાલ વડે બ્રહ્મનો પરિચ્છેદ થઇ શકે નહિ.

સઘળી વસ્તુઓના વાસ્તવિક સ્વરૂપ ભૂત હોવાથી (તે સર્વમાં સચ્ચિદાનંદ રૂપે હોવાથી) ઘટપટાદિની પેઠે કોઇ પણ વસ્તુવડે બ્રહ્મનો પરિચ્છેદ થઈ શકે નહિ.

**સજાતીય, વિજાતીય તથા સ્વગત એમ ભેદના ત્રણ પ્રકાર છે:** ઝાડનો પોતાનાં પાનડાં, ફૂલો ને ફલો આદિથી જે ભેદ છે તે સ્વગત ભેદ (પોતામાં રહેલો) કહેવાય છે. તે ઝાડનો બીજી જાતનાં ઝાડોથી જે ભેદ તે સજાતીય ભેદ કહેવાય છે, અને ઝાડનો ઝાડની જાતિથી ભિન્ન પથ્થર ને માટી ઇત્યાદિ પદાર્થોથી જે ભેદ, તે વિજાતીય ભેદ કહેવાય છે.

**બ્રહ્મબોધ વા બ્રહ્મજ્ઞાનઃ**– અંતઃકરણની શુદ્ધિ, (મલીન વિચારોથી રહિતતા) સરલતા, નમ્રતા, દુઃખી પ્રાણીઓ પર દયા, સુખી પ્રાણીઓમાં ને સમાન સ્થિતિવાળા મનુષ્યોમાં વિશુદ્ધ પ્રીતિ, શુભગુણ ગ્રાહકતા, ઔદાર્ય, ક્ષમા, વિવેક, વૈરાગ્ય, શમાદિ છ સંપત્તિ ને મુમુક્ષુતા એ અંતઃકરણના શુભ ગુણોનો, પૂર્વ જન્મોના પુણ્ય સંસ્કારોના ઉદયથી અથવા વર્તમાન જન્મમાં કરેલાં તીવ્ર શુભ કર્મોના સંસ્કારોના ઉદયથી જેમના અંતઃકરણમાં પ્રાદુર્ભાવ થઇ તેની સ્થિરતા થઈ હોય તે પુણ્ય શ્લોક મનુષ્ય, શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ, સદાચારી ને પરમ કરુણાલુ સદ્ગુરુને, વિવેક બુદ્ધિવડે સાત્ત્વિક શ્રદ્ધા અને પરમ

વસ્તુ છે એવો) થઈ, શરણે જઈ, તેઓશ્રીના યોગ્ય શ્રોતાના શ્રવણને તથા મનને અપૂર્વ આનંદ ઉપજાવનારાં અને અલ્પશ્રમે અલ્પ સમયમાં અપાર જેવા ભવસાગરનો પાર પમાડવાના સામર્થ્યવાળાં આશ્ચર્યપૂર્ણ વચનોનું સરલ શિષ્યભાવે પાન કરવું, બ્રહ્મોપદેશનું શ્રવણ કરનાર તથા કરાવનાર બંને યોગ્યતાવાળા હોય તોજ બ્રહ્મોપદેશનું શ્રવણ કરનાર મનુષ્યના અંતઃકરણમાં, બ્રહ્માનુભાવનો ઉદય થાય છે.

## ૧ સદ્‌ગુરુ

**શ્રોત્રિયઃ**- પરમોપયોગી મોક્ષ શાસ્ત્રોને પાઠથી, અર્થથી, ને તાત્પર્યથી જાણનારા, મનુષ્યોનાં અંતઃકરણની યોગ્યતાને જાણી લેવામાં કુશળ, ને સુયુક્તિઓ વડે જિજ્ઞાસુઓના અંતઃકરણની શંકઓનું સમાધાન કરવાના સામર્થ્યવાળા પુરુષ શ્રોત્રિય કહેવાય છે.

**બ્રહ્મનિષ્ઠઃ**- પરમ પ્રકાશ રૂપ, પરમાનંદ રૂપ ને નિરતિશય વ્યાપક રૂપ બ્રહ્મને અભેદ ભાવે અનુભવી જેમનું અંતઃકરણ તેમાં સ્વાભાવિક સ્થિરતા કરવાના સામર્થ્યવાળું થયું છે, તેવા મહાપુરુષ બ્રહ્મનિષ્ઠ કહેવાય છે.

**પરમ કરુણાલુઃ**- પરંપરાગત સદાચારનું પરિપાલન કરનાર તથા બીજા પ્રાણીનું પરમાર્થિક ભલું કરવામાં જેમનું ચિત્ત સ્વાર્થ રહિત દયાવાળું છે તે મહાપુરુષ પરમ કરુણાલુ કહેવાય છે.

શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ અને પરમ કરુણાળુ આ ત્રણમાંનું કોઈ પણ એક વિશેષણ જેમનામાં ન હોય તેઓ શ્રી સદ્‌ગુરુ વા આચાર્યનું કામ યથાયોગ્ય કરી શકે નહિ. શ્રી સદ્‌ગુરુનું ('સત્'નો–બ્રહ્મનો–ઉપદેશ કરીને શિષ્યના હૃદયમાં રહેલ 'ગુ' –અજ્ઞાનરૂપ અંધકાર તેને 'રુ'–અત્યંત નિવૃત્ત કરનાર અથવા 'સત્' એટલે ત્રણે કાળમાં રહેનાર ને 'ગુરુ' એટલે સર્વથી મોટા તે સદ્‌ગુરુ એટલે પરમાત્મા) વાસ્તવિક સ્વરૂપ બ્રહ્મ છે, અને વ્યવહાર પક્ષે તેઓશ્રીનું સ્વરૂપ ઇશ્વરસદૃશ છે.

## ગુરુ ત્રણ પ્રકારના હોય છે.

શિલા જેવા– વિષયાનુરાગી ગુરુઓ શિલા જેવા હોય છે. શિલા પોતે જેમ જલમાં ડૂબી જાય છે, ને પોતાનો આશ્રય ગ્રહણ કરનારને પણ જલમાં ડૂબાડે છે, તેમ વિષયી ગુરુઓ પોતે ભવસાગરમાં ડૂબે છે, ને પોતાનો આશ્રય ગ્રહણ કરનારને પણ વિષયસેવનનો ઉપદેશ કરી ભવસાગરમાં ડૂબાડે છે.

પાનડા જેવા– બ્રહ્મમાં નિષ્ઠાવાળા ગુરુ પાનડા જેવા છે. તેઓ પાનડાની પેઠે પોતે તરે છે, પણ પોતાનો આશ્રય ગ્રહણ કરનારને તારી શકતા નથી. પાનડું જેમ કીડી જેવા હળવા શરીરવાળા પ્રાણીને તારી શકે છે, પણ સર્વ પ્રાણીને તારી શકતું નથી તેમ એવા બ્રહ્મનિષ્ઠ ગુરુ માત્ર શ્રદ્ધાળુ મનુષ્યને તારી શકે છે, પણ સર્વ મનુષ્યને તારવા સમર્થ નથી.

નૌકા જેવા– શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ, ને પરમ કરુણાળુ સદ્દગુરુ નૌકા જેવા છે. નૌકા જેમ પોતે તરે છે, ને પોતાનો આશ્રય ગ્રહણ કરનાર અન્ય જનોને પણ તારે છે, તેમ શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠને પરમ કરુણાલુ સદ્દગુરુ પોતે ભવસાગરને તરી, બ્રહ્મરૂપ પરપારને પામેલા હોય છે, ને પોતાનો આશ્રય ગ્રહણ કરનારને પણ સુખપૂર્વક ભવસાગરમાંથી તારી પર-પારરૂપ બ્રહ્મસ્વરૂપને અભેદરૂપે પમાડે છે. મુમુક્ષુએ બ્રહ્મ-જ્ઞાનના લાભાર્થે આવા સદ્દગુરુશ્રીનું જ શરણ ગ્રહણ કરવું ઉચિત છે.

## ૨ શિષ્ય પણ ત્રણ પ્રકારના હોય છે.

વક્ર :– વક્રશિષ્ય માત્ર કોઇ ગુરુનું શરણ ગ્રહણ કરે છે, પણ પછી પોતાનું અભિમાન ત્યજી તેઓની આજ્ઞા પ્રમાણે વર્તતો નથી.

વક્રસરલ :– વક્રસરલ શિષ્ય કોઈ ગુરુનું શરણ ગ્રહણ કરી પછી તેઓની કેટલીક આજ્ઞાઓનું તે પાલન કરે છે, ને કેટલીક આજ્ઞાઓનું પાલન કરતો નથી.

સરલ :– સરલ શિષ્ય કોઈ સદ્દગુરુનું શરણ ગ્રહણ કર્યા પછી, શુદ્ધ ભાવથી સાવધાનતાપૂર્વક તેઓની પ્રત્યેક આજ્ઞાનું પરિપાલન કરે છે. જે પોતાનું કલ્યાણ ઈચ્છતો હોય તેણે વિના કહે સરલ શિષ્ય થવું ઉચિત છે.

## શ્રી સદ્દગુરુ ઉપદેશ

પોતાને શરણે આવેલા એવા તે મુમુક્ષુને શ્રી સદ્દગુરુ

કેવલ દયા વડે જ સચ્ચિદાનંદરૂપ બ્રહ્મનો ઉપદેશ કરે છે:- જેને જગત્, જીવો ને ઇશ્વર ભ્રાંતિજ્ઞાનને લઇને બ્રહ્મથી ભિન્ન પ્રતીત થાય છે તેમને એક જ અદ્વિતીય બ્રહ્મ પરમ સત્ય છે એવો દૃઢ નિશ્ચય યુક્તિપૂર્વક કરાવવા માટે વેદાંત સિદ્ધાંતમાં છ પદાર્થો સ્વરૂપથી અનાદિ (ઉત્પત્તિ વા શરૂઆત વિનાના) માન્યા છે.

૧ બ્રહ્મ :- સર્વવ્યાપક અસંગ શુદ્ધ ચેતન.

૨ માયા :- અવિદ્યા નામની જડ વસ્તુઓના મૂલ કારણરૂપ સૂક્ષ્મ વસ્તુ.

૩ બ્રહ્મનો એ માયા સાથેનો કલ્પિત સંબંધ.

અનાદિ અનંત :- બ્રહ્મનો નાશ કરનાર કોઈ પણ વસ્તુ કે કારણ ન હોવાથી તે અનંત છે.

અનાદિ સાંત :- બ્રહ્મનું જ્ઞાન થવાથી આ બંને પોતાની સત્તા દૂર થઈ બ્રહ્મરૂપ થઇ જનારા હોવાથી સાંત એટલે અંતવાળા છે.

૪ ઈશ્વર. ૫ જીવ. ૬ એ પાંચેનો પરસ્પર કલ્પિત ભેદ. એ ત્રણે, એ અનાદિ સાંત.

## આ છ પદાર્થને અનાદિ કહેવાનું કારણ.

૧ બ્રહ્મ. ૨ માયા. ૩ બ્રહ્મ ને માયાનો કલ્પિત સંબંધ. ૪ ઈશ્વર ને જીવો. ૫ આ પાંચેનો પરસ્પર કલ્પિત ભેદ.

૧ બ્રહ્મ :- બ્રહ્મ ચેતનરૂપ હોવાથી તેની માયા આદિ જડમાંથી કે જડમિશ્રિત ઇશ્વર જીવરૂપ ચેતનમાંથી ઉત્પત્તિ સંભવી શકે નહિ, એવી રીતે તેના ઉપાદાન કારણના અસંભવથી તે બ્રહ્મ અનાદિ છે, અને તેનો નાશ કરનાર કોઇપણ વસ્તુ કે કારણ ન હોવાથી તે અનંત છે.

૨ માયા :— માયા અથવા અવિદ્યા નામનો વ્યાવહારિક સૂક્ષ્મજડ પદાર્થ માન્યાવિના આ સ્થૂલ જડ જગત્‌ની ઉત્પત્તિ સ્થિતિનું યુક્તિપૂર્વક નિરૂપણ કરી શકાય નહિ.

૧ બ્રહ્મ અસંગને અવિકારી હોવાથી માયાની ઉત્પત્તિ બ્રહ્મમાંથી થઇ શકે નહિ.

૨ માયાની માયામાંથી ઉત્પત્તિ કહેવી અનુચિત છે, કેમકે તેમ કહેવાથી આત્માશ્રય દોષની (પોતાનામાંથી પોતાની ઉત્પત્તિ માનવારૂપ) પ્રાપ્તિ થશે.

૩ માયાના ને બ્રહ્મના કલ્પિતસંબંધમાંથી પણ માયાની ઉત્પત્તિ સ્વીકારી શકાય નહિ. કેમકે માયાની ઉત્પત્તિનો નિશ્ચય થયા વિના, આવો સંબંધ સંભવે નહિ.

૪ શ્રીઈશ્વર અને જીવો માયાના સદ્‌ભાવવિના સિદ્ધ થઈ શકતા નથી, તેથી ઈશ્વર અને જીવો માયાના કાર્ય જેવા મનાય છે. માયાના કાર્ય જેવા મનાતા ઈશ્વર અને જીવોમાંથી કારણરૂપ મનાતી માયાની ઉત્પત્તિ સંભવી શકે નહિ.

૫ બ્રહ્મથી ભિન્ન અન્ય ચારની ઉત્પત્તિનો નિર્ણય થયાવિના

તેમના ભેદનો સદ્‌ભાવ સિદ્ધ થઇ શકે નહિ, તેથી તે પાંચેના પરસ્પરના ભેદમાંથી કે ઇશ્વરના ને જીવના ભેદમાંથી પણ માયાની ઉત્પત્તિ સંભવી શકે નહિ.

એવી રીતે માયાના ઉપાદાનકારણનો નિર્ણય નહિ થવાથી તેની ઉત્પત્તિ માનવી અયોગ્ય છે, એ માયાનો સદ્‌ભાવ ન માનવામાં આવે તો આ પ્રત્યક્ષ પ્રતીત થતું જગત ઉપાદાનકારણ વિના જ ઉત્પન્ન થયું એમ માનવું પડે, જે લોકાનુભવથી વિરુદ્ધ હોવાથી, માયાને અનાદિ માનવી એ જ યોગ્ય છે.

## ૩ બ્રહ્મ અને માયાનો કલ્પિત સંબંધ

માયા અનાદિ હોવાથી અનાદિ બ્રહ્મનો ને અનાદિ માયાનો કલ્પિત સંબંધ પણ અનાદિ જ માનવો જોઇએ.

## ૪ ઈશ્વર ને જીવો

૧ અસંગ ને અવિકારી બ્રહ્મમાંથી ઈશ્વરને જીવોની ઉત્પત્તિ માનતાં, બ્રહ્મમાં સંગીપણાનો, વિકારીપણાનો અને પરિણામે વિનાશીપણાનો દોષ પ્રાપ્ત થાય છે, માટે તેમ માનવું અયુક્ત છે.

શ્રુતિ, સ્મૃતિ આદિ પ્રમાણભૂત ગ્રંથોમાં પણ ઈશ્વર અને જીવોની બ્રહ્મમાંથી ઉત્પત્તિ કહેવામાં આવી નથી. અનાદિ અજ્ઞાનના બલથી ઈશ્વર અને જીવોની બ્રહ્મમાં કલ્પના ભલે થાય, પણ બ્રહ્મ પરિણામ પામીને ઈશ્વર રૂપ કે જીવ રૂપ થાય છે એમ કહી શકાય નહિ

૨ માયા જડ હોવાથી તેમાંથી ચેતન રૂપ મનાતા ઈશ્વર અને જીવોની ઉત્પત્તિ થાય નહિ.

૩ બ્રહ્મનો અને માયાનો સંબંધ જડરૂપ હોવાથી તેમાંથી ચેતન રૂપ મનાતા ઇશ્વર ને જીવો ઉપજી શકે નહિ.

૪ ઈશ્વરની ઇશ્વરમાંથી ને જીવની જીવમાંથી ઉત્પત્તિ માનતાં આત્માશ્રય દોષની પ્રાપ્તિ થાય છે.

૫ ઈશ્વરમાંથી જીવોની ઉત્પત્તિ માનતાં, અવિકારીને અવિનાશી મનાતા ઇશ્વરને વિકારીપણાની જે વિનાશીપણાની પ્રાપ્તિ થાય છે જે યોગ્ય નથી.

૬ બ્રહ્માદિ પાંચેનો વા ઇશ્વર જીવનો પરસ્પરમાં ભેદ જડ છે, તેથી તેમાંથી પણ ચેતનરૂપ ઈશ્વરની ને જીવોની ઉત્પત્તિ થાય નહિ.

એવી રીતે ઈશ્વર ને જીવોની ઉત્પત્તિ માનવામાં શાસ્ત્રનો ને યુક્તિનો વિરોધ આવે છે તેથી તે બંનેને અનાદિ માનવા એ જ યોગ્ય છે.

## ૫ પાંચેનો પરસ્પર કલ્પિત ભેદ.

૧ બ્રહ્મ ૨ માયા ૩ બ્રહ્મને માયાનો કલ્પિત સંબંધ ૪ ઈશ્વર ૫ જીવ. આ પાંચે પદાર્થો અનાદિ છે એમ નક્કી થયું તો પછી એ પાંચે પદાર્થોનો પરસ્પરમાં ભેદ પણ અનાદિ છે એમ માન્યા વિના ચાલે તેમ નથી.

## ૩ સંબંધ

આ લેખના વિષયનો અને આ લેખનો બોધ્ય બોધક ભાવ સંબંધ છે, અધિકારીનો ને મોક્ષરૂપ ફલનો પ્રાપક પ્રાપ્યભાવ સંબંધ છે.

## ૪ પ્રયોજન

જીવ જગત્‌ના વાસ્તવિક સ્વરૂપના અજ્ઞાનથી મનુષ્યને ભેદ જ્ઞાન થાય છે, ભેદ જ્ઞાનથી અનુકૂલ પ્રતિકૂલપણાનું ભાન થાય છે, અનુકૂલ પ્રતિકૂલપણાના જ્ઞાનથી રાગદ્વેષ ઉત્પન્ન થાય છે, રાગદ્વેષથી શુભાશુભ કર્મરૂપ ધર્માધર્મની પ્રવૃત્તિ થાય છે, ધર્માધર્મની પ્રવૃત્તિથી અંતઃકરણમાં ધર્માધર્મના સંસ્કારો પડે છે, અને તે સંસ્કારો જીવને સ્થૂલ શરીરના તાદાત્મ્યાધ્યાસપૂર્વક (એકપણાની ભ્રાંતિપૂર્વક) સ્થૂલ શરીરની સાથે જોડી બ્રહ્મજ્ઞાનવડે અજ્ઞાનની નિવૃત્તિ ન થાય ત્યાં સુધી ત્રિવિધ તાપોવડે તપાવ્યા કરે છે.

આવા વિવિધ તાપોવડે પીડાતા જીવને, વેદાંત સર્વ વસ્તુઓના વાસ્તવિક સ્વરૂપનું જ્ઞાન કરાવે છે.

વેદાંતના દૃઢ અભ્યાસથી, પોતાના પવિત્ર પુરુષાર્થથી અને શ્રી અંતર્યામીથી અભિન્ન શ્રી સદ્‌ગુરુના નિર્હેતુક કારુણ્યથી મનુષ્ય જ્યારે જ્ઞાનવાન્ થાય છે ત્યારે દૃઢ ભેદ જ્ઞાન રહેતું નથી. દૃઢ ભેદ જ્ઞાનના અભાવે, અનુકૂળ પ્રતિકૂળપણાની ભ્રાંતિનો ઉદય થતો નથી, અને તેથી દૃઢરાગદ્વેષની ઉત્પત્તિ થતી નથી. દૃઢ રાગદ્વેષના અભાવથી કર્તાપણાના અભિમાનપૂર્વક શુભાશુભ

કર્મરૂપ ધર્માધર્મમાં પ્રવૃત્તિ થતી નથી, તેથી અંતઃકરણમાં ધર્માધર્મના સંસ્કારો પડતા નથી, તેથી વર્તમાન શરીરનો પાત થયે તેનો જીવ અન્ય શરીરની સાથે તાદાત્મ્યાધ્યાસથી જોડાતો નથી ને ત્રિવિધતાપનો અનુભવ કરતો નથી, પણ તે તાપોની ઐકાંતિક (સંશય રહિત–અચૂક) અને આત્યંતિક (ફરી ન ઉપજે એવી) નિવૃત્તિ થવાથી અને પરમાનંદની નિત્ય પ્રાપ્તિ થવાથી તેને મોક્ષની પ્રાપ્તિ થાય છે.

ત્રિવિધતાપ વા દુઃખ ત્રણ પ્રકારના છે :–

૧ આધ્યાત્મિક :– આત્માની સાથે સંબંધ રાખનારા, સ્થૂલ સૂક્ષ્મ શરીરના વિકારરૂપ નિમિત્તથી જે દુઃખ થાય છે તે આધ્યાત્મિક દુઃખ કહેવાય છે. વાત, પિત્ત અને કફની વિષમતાથી થનારા જે જ્વરાદિ વ્યાધિ છે, તેનાથી જે પીડા થાય છે તે સ્થૂલ શરીરના નિમિત્તથી થયેલું દુઃખ, ને કામ ક્રોધાદિથી તથા ક્ષુધા તૃષાથી જે પીડા થાય તે સૂક્ષ્મ શરીરના નિમિત્તથી થયેલું દુઃખ કહેવાય છે.

૨ **આધિભૌતિક**:– સ્વ શરીરથી ભિન્ન અને દશ્ય એવાં ચોર, વ્યાઘ્ર, સિંહ ને સર્પાદિ અન્ય ભૂતોથી જે પીડા થાય તે આધિભૌતિક દુઃખ કહેવાય છે.

૩ **આધિદૈવિક**:– સ્વશરીરથી ભિન્ન અને લૌકિક રીતે જેનું યથાર્થ સ્વરૂપ સમજાતું ન હોય એવાં ગ્રહ, ભૂત ને પ્રેતાદિથી જે પીડા થાય તે આધિદૈવિક દુઃખ કહે-

વાય છે, જેમકે અનાવૃષ્ટિ, અતિવૃષ્ટિ, વીજળી પડવી, મરકી રોગ, કોલેર ઇત્યાદિ.

## વેદાંતનું ફલ

૧ ગૌણ ફલ :— આત્મસ્વરૂપનું જ્ઞાન. ૨. મુખ્ય ફલઃ— મોક્ષ.

# સચ્ચિદાનંદ સ્વરૂપ અનાદિ અનંત એવા બ્રહ્મના જ્ઞાનની પ્રાપ્તિના ઉપાય વા સાધનોનું નિરૂપણ

## ૧ ગૌણ સાધનો. ૨ મુખ્ય સાધનો.

ગૌણ સાધનો :— ૧ અમાનીપણું. ૨ અદંભીપણું. ૩ અહિંસા. ૪ ક્ષમા. ૫ સરલતા. ૬ આચાર્યની સેવા. ૭ પવિત્રતા. ૮ સન્માર્ગમાં સ્થિતિ. ૯ શરીરાદિને વશ રાખવાં. ૧૦ ઇંદ્રિયોના વિષયોમાં વૈરાગ્ય. ૧૧ અહંકાર રહિતપણું. ૧૨ જન્મ, જરા, મૃત્યુ ને વ્યાધિના દુઃખો ને દોષોને વારંવાર જોવા. ૧૩ સ્ત્રી, પુત્ર ને ઘરાદિમાં મમતાનો અભાવ. ૧૪ તેઓ માં 'હું' પણાની બુદ્ધિનો અભાવ. ૧૫ પ્રિય પદાર્થની પ્રાપ્તિમાં હર્ષ, ને અપ્રિય પદાર્થની પ્રાપ્તિમાં શોક ન કરવો. ૧૬ પરમાત્મામાં અવ્યભિચારિણી ભક્તિ. ૧૭ એકાંત દેશનું સેવન. ૧૮ વિષયીજનોની સભામાં અરુચિ. ૧૯ આત્મા અનાત્માના જ્ઞાનમાં નિષ્ઠા રાખવી. ૨૦ તત્ત્વજ્ઞાનનું ફલ જે મોક્ષ તેને વારે વારે જોવું. આ જ્ઞાનનાં વીશ ગૌણ સાધનો છે.

## ભક્તિ નવ પ્રકારની છે.

૧ શ્રવણ :- પોતાના ઇષ્ટદેવના વા શ્રી સદ્દગુરુના ગુણાનુવાદ, પ્રેમ અને શ્રદ્ધા સહિત સાંભળવા તે.

૨ કીર્તન :- પોતાના ઇષ્ટદેવના વા શ્રી સદ્દગુરુના મહિમાનું શ્રદ્ધાભક્તિપૂર્વક ગાન કરવું તે.

૩ સ્મરણ :- પોતાના ઇષ્ટદેવના વા શ્રી સદ્દગુરુના સ્વરૂપને. નામને કે ગુણોને સંભારવા તે, વા ઇષ્ટમંત્રનો જપ કરવો તે

૪ પાદસેવા :- પોતાના ઇષ્ટ દેવના વા શ્રીસદ્દગુરુના વા તેમની પ્રતિમાનાં ચરણ કમલોની શ્રદ્ધાપ્રીતિથી સેવા કરવી તે.

૫ અર્ચન :- પોતાના ઇષ્ટદેવનું વા શ્રી સદ્દગુરુનું ભાવપૂર્વક પૂજન કરવું તે.

૬ વંદન :- પોતાના ઇષ્ટદેવને વા શ્રી સદ્દગુરુને પ્રેમપૂર્વક દીનભાવથી નમસ્કાર કરવા તે

૭ દાસ્ય :- પોતાના ઇષ્ટદેવની વા શ્રી સદ્દગુરુની ગર્ભદાસ, (અનન્ય સેવક) પેઠે પ્રસન્ન મને સેવા કરવી તે.

૮ સખ્ય :- પોતાના ઇષ્ટદેવની વા શ્રી સદ્દગુરુના સાથે પવિત્ર મિત્રની પેઠે વર્તવું તે.

૯ આત્મનિવેદન :- પોતાનું માનેલું સર્વસ્વ શુદ્ધ બુદ્ધિથી પોતાના ઇષ્ટદેવને અર્પણ કરીને મમતારહિત રહેવું તે.

## ભક્ત ચાર પ્રકારના હોય છે.

૧ આર્ત :- પોતાની આર્થિક પ્રતિકૂલતાની વા શારીરિક કે માનસ દુઃખની નિવૃત્તિ માટે અન્ય કાંઈ ન કરતાં, સર્વદા આદરપૂર્વક શ્રી ઈશ્વરનું સ્મરણચિંતનાદિ કરનારો ભક્ત તે આર્ત એટલે દુઃખી કહેવાય છે.

૨ અર્થાર્થી :- જે દ્રવ્યાદિ અનુકૂલ પદાર્થની પ્રાપ્તિ માટે અથવા પોતાની પાસે દ્રવ્યાદિ હોય તેમાં વૃદ્ધિ થવા માટે અથવા સ્ત્રી પુત્રાદિ અનુકૂલ પ્રાણીની પ્રપ્તિ માટે અન્ય કાંઈ ઉપાય ન કરતાં, શ્રી ઇશ્વરનું સ્મરણ ચિંતનાદિ કરે છે તે અર્થાર્થી ભક્ત કહેવાય છે.

૩ જિજ્ઞાસુ :- શ્રી ઈશ્વરનું વાસ્તવિક સ્વરૂપ જાણવા માટે જે મનુષ્ય અન્ય કાંઇ ન કરતાં આદરપૂર્વક નિરંતર પવિત્ર અંતઃકરણવડે શ્રી ઈશ્વરનું સ્મરણચિંતન કરે છે, વા ઈશ્વરના જ્ઞાની ભક્તોનો વા મહાત્માઓનો પ્રેમપૂર્વક નિરંતર સંગ કરે છે, તથા તેમની આદરપૂર્વક સેવા કરે છે તે જિજ્ઞાસુભક્ત કહેવાય છે.

૪ જ્ઞાની :- જિજ્ઞાસુ ભક્ત પર જયારે શ્રી ઇશ્વરની અમોઘ કૃપા થાય છે, ત્યારે તેમને શ્રી ઈશ્વરના સ્વરૂપનો સાક્ષાત્કાર થઈ તેઓ જિજ્ઞાસુ મટી જ્ઞાનીભક્ત થાય છે.

## મુખ્ય સાધનો

૧ શ્રવણ, ૨ મનન, ૩ નિદિધ્યાસન (બ્રહ્મ વિચાર–બ્રહ્મધ્યાન) ૪ સમાધિ–સંયમ.

૧ શ્રવણ.

૧ ગૌણાધિકારી માટે. ૨ મુખ્યાધિકારી માટે.

## ગૌણાધિકારી માટે

## પોતાના શ્રી સદ્દગુરૂના મુખ દ્વારા વેદાંતશાસ્ત્રનું શ્રવણ

વેદાતશાસ્ત્રનું શ્રવણ. ૧ પ્રમાણભૂત ગ્રંથોના ૨ તાત્પર્યનો નિર્ણય કરાવનારાં ૭ પ્રકારના સાધનો સહિત કરવાથી શ્રોતાને સમગ્ર વેદાંતવાકયોનું અદ્વિતીય બ્રહ્મમાં તાત્પર્ય છે એવો આરૂઢ નિશ્ચય થાય છે.

૧ પ્રકરણ ગ્રંથો :– અદ્વૈત સિદ્ધાંતના અગત્યના વિષયોનો ઉપયોગ પૂરતાં પ્રમાણોથી ને યુક્તિઓથી ઉપદેશ કરનારાં પુસ્તકો; વિવેકચૂડામણિ ઈત્યાદિ.

૨ પ્રમેય ગ્રંથો :– અદ્વૈત સિદ્ધાંતના સર્વ વિષયોનો પુષ્કલ પ્રમાણો ને યુક્તિઓથી પૂર્વ પક્ષોના ખંડનપૂર્વક ઉપદેશ કરનારાં પુસ્તકોઃ શાંકરભાષ્ય સહિત ઉપનિષદો, શ્રીમદ્ ભગવદ્ ગીતા, બ્રહ્મસૂત્રો ઇત્યાદિ.

૩ આકર ગ્રંથો :– ભેદવાદનું ખંડન કરવાની યુક્તિઓની ખાણરૂપ વેદાંતના ગ્રંથો; અદ્વૈતસિદ્ધિ ઇત્યાદિ.

## ૨ વેદાંત શાસ્ત્રોનાં વચનોના તાત્પર્યના નિર્ણય કરાવનારાં ૭ પ્રકારનાં સાધનો વા લિંગો.

૧ ઉપક્રમ ઉપસંહારની એકતા:– વેદાંત શાસ્ત્રના–

ઉપનિષદોના આરંભમાં એટલે ઉપક્રમમાં અદ્વિતીય બ્રહ્મનું ને તેની સમાપ્તિમાં પણ અદ્વિતીય બ્રહ્મનું જ નિરૂપણ હોય છે તેથી વેદાંત શાસ્ત્રનું અદ્વિતીય બ્રહ્મમાં તાત્પર્ય છે. એમ ઉપક્રમ ઉસંહારની એકતા—એ લિંગવડે નક્કી થાય છે.

૨ **અભ્યાસઃ**– અદ્વિતીય બ્રહ્મના વારંવાર કથનરૂપ અભ્યાસથી પણ વેદાંત શાસ્ત્રનું અદ્વિતીય બ્રહ્મમાં તાત્પર્ય છે એમ નક્કી થાય છે.

૩ **અપૂર્વતાઃ**– અન્ય શાસ્ત્રથી નહિ પ્રતિપાદિત નવીનતા તે અપૂર્વતા કહેવાય છે. વેદાંત શાસ્ત્રમાં જે જીવના વાસ્તવિક સ્વરૂપ અંતરાત્માનો ઇશ્વરના વાસ્તવિક સ્વરૂપ બ્રહ્મની સાથે શ્રુતિઓથી અને તદનુકૂલ યુક્તિઓથી અભેદ પ્રતિપાદન કરવામાં આવ્યો છે તે અન્ય શાસ્ત્રોએ નહિ પ્રતિપાદન કરેલ વેદાંત શાસ્ત્રના અસાધારણ વિષય રૂપ અપૂર્વતા છે. એ અપૂર્વતા રૂપ લિંગથી વેદાત શાસ્ત્રનું અદ્વિતીય બ્રહ્મમાં તાત્પર્ય છે એવો શ્રોતાને નિશ્ચય થાય છે.

૪ **ફલઃ**– વેદાંત શાસ્ત્રમાં વર્ણવેલાં શમ દમાદિ અને શ્રવણાદિ સાધનોનું ફલ બ્રહ્માનુભવ દ્વારા અદ્વિતીય બ્રહ્મ જે ત્રિવિધતાપથી રહિત ને પરમાનંદ રૂપ છે તે રૂપે સ્થિતિ કરવા રૂપ મોક્ષ છે. એવી રીતે ફલ નામના લિંગ વડે પણ વેદાંત શાસ્ત્રનું તાત્પર્ય અદ્વિતીય બ્રહ્મમાં છે એવો નિર્ણય શ્રોતાના અંતઃકરણમાં થાય છે.

૫ **અર્થવાદઃ-** સ્તુતિનિંદાના વચનો અર્થવાદ કહેવાય છે. જે શાસ્ત્રમાં જે વિષયની સ્તુતિ કરી હોય તે વિષયમાં તે શાસ્ત્રનું તાત્પર્ય માનવામાં આવે છે. વેદાંત શાસ્ત્રોમાં દ્વૈતની નિંદા (દ્વિતીયને દ્વૈતને–ભેદને–સત્ય માનનારને અવશ્ય ભય થાય છે,) અને અદ્વૈતની સ્તુતિ (અદ્વૈતને અનુભવનાર મનુષ્યને તે અદ્વૈતજ્ઞાનકાલે કંઈ ભ્રાંતિ ને કયો માનસ પરિતાપ હોય ?) જોવામાં આવે છે. તેથી આ અર્થવાદ રૂપ લિંગ વડે વેદાંત શાસ્ત્રનું અદ્વિતીય બ્રહ્મમાં તાત્પર્ય છે એવો નિશ્ચય શ્રોતાઓને થાય છે.

૬ **ઉપપત્તિઃ-** પ્રતિપાદ્ય વિષયોનું યુક્તિઓને ઉદાહરણોવડે સંભવિતપણું સિદ્ધ કરી બતાવવું તે ઉપપત્તિ કહેવાય છે. આ લિંગવડે પણ વેદાંત શાસ્ત્રનું અદ્વિતીય બ્રહ્મમાં તાત્પર્ય છે એમ શ્રોતાને નિશ્ચય થાય છે.

## મુખ્યાધિકારી માટેઃ-

**પોતાના શ્રી સદ્ગુરુના મુખદ્વારા તેમના સર્વ-શાસ્ત્રના સાર રૂપ ઉપદેશનું શ્રવણઃ** તે શરણાગત શિષ્યના અંતઃકરણની શુદ્ધિ, સરલતા, નમ્રતા, એકાગ્રતા ને વિવેકાદિ સાધન યુક્તતા જોઈ, પરમોદાર અંતઃકરણવાળા તે શ્રી સદ્ગુરુ પ્રસન્ન થઈ તે મુખ્યાધિકારી શિષ્યને પોતાની પારમેશ્વરી શક્તિથી યુક્ત થઈ, ભવસાગરનો અનાયાસે શીઘ્ર પાર પમાડનારાં, પરમ ગંભીર, ઉત્તમ વિચારવાળાં ને ઉત્તમ શબ્દ રચનાવાળાં આવાં નિર્દોષ વચનો નિરભિમાનપણે કહેવા લાગે છે.

"સર્વં ખલ્વિદં બ્રહ્મ સૌમ્ય !" "તત્ત્વમસિ સૌમ્ય"

હે પ્રિયદર્શન ! આ સર્વ જે કાંઈ ઇંદ્રિયોવડે પ્રતીત થાય છે તે સર્વ વસ્તુતાએ પોતાના અંતિમકારણ રૂપ બ્રહ્મ છે. તમારૂં વાસ્તવિક સ્વરૂપ અનાદિસિદ્ધ સત્ એટલે બ્રહ્મ છે, દેહાદિ નથી, આવા મનવાણીને અગમ્ય બ્રહ્મના ઉપદેશથી શ્રી સદ્‌ગુરુમાં રહેલી પારમેશ્વરી શક્તિના પાતવડે, તે શિષ્યરૂપ વ્યક્તિ સ્વયંપ્રકાશ બ્રહ્મસ્વરૂપને, પોતાના આત્મરૂપે, અંતઃ-કરણ ઇંદ્રિયોના અવિષયપણાવડે અપરોક્ષ કરવાને સમર્થ થાય છે.

"તત્ત્વમસિ" એ મહાવાકય કહેવાય છે. મુમુક્ષુને જીવ બ્રહ્મના અભેદનો બોધ થવા માટે ચાર વેદનાં ચાર ઉપનિ-ષદોના ચાર મહાવાકયો બહુ ઉપયોગી છે. જીવના તથા બ્રહ્મના સ્વરૂપનું નિરૂપણ કરનાર વેદ વચનો અવાંતર વાકયો કહેવાય છે.

૧ **"પ્રજ્ઞાનં બ્રહ્મ"** ઋગ્વેદની ઐતરેય ઉપનિષદ્‌નું એ મહાવાકય છે. "પ્રજ્ઞાન" :- મનુષ્ય ઇંદ્રિયો દ્વારા નીક-ળતી અંતઃકરણની વૃત્તિમાં રહેલ જે સાક્ષિચેતન દ્વારા વિષયાનુભવ કરે છે તે સાક્ષિચેતન.

"બ્રહ્મ":- સર્વના સાક્ષિ સ્વરૂપ આખા મહાવાકયોનો અર્થ "સાક્ષિચેતન તે બ્રહ્મ છે." એવો થાય છે.

૨ **અહંબ્રહ્માસ્મિઃ**-શુકલયજુર્વેદનાં બૃહદારણ્યક ઉપનિષદ્‌નું એ મહાવાકય છે. "અહં" સ્થૂલસૂક્ષ્મ શરીરનો સાક્ષી આત્મા.

"બ્રહ્મ" :- દેશ, કાલ અને વસ્તુના પરિચ્છેદથી રહિત સચ્ચિદાનંદ સ્વભાવવાળું બ્રહ્મ. "અસ્મિ" છું. આખા મહાવાકયનો અર્થ "સાક્ષિરૂપ હું સચ્ચિદાનંદ રૂપ બ્રહ્મ છું." એવો થાય છે.

૩ **તત્ત્વમસિ:**– સામવેદના છાંદોગ્ય ઉપનિષદ્‌નું એ મહાવાકય છે. "તત્" સજાતીય, વિજાતીય, અને સ્વગત ભેદથી રહિત તથા નામરૂપથી રહિત બ્રહ્મ. સૃષ્ટિની પૂર્વે તે બ્રહ્મ જેવું હતું તેવું જ ઉપાધિનો બાધ કરીએ તો વર્તમાનમાં જણાય છે. "ત્વ" શ્રવણ કરનાર વિવેકાદિ સાધન સંપન્ન જીવનું જે સાક્ષિ સ્વરૂપ તે. "અસિ" છે. આખા મહાવાકયનો અર્થ "આ જગત્‌ની પૂર્વે જે સચ્ચિદાનંદ રૂપ બ્રહ્મ હતું તેજ બ્રહ્મ તું છે" એવો થાય છે.

૪ **"અયમાત્મા બ્રહ્મ"**:- અથર્વવેદના માંડૂકયોઉપનિષદ્‌નું એ મહાવાકય છે. "અયં"–"આ" શબ્દ વડે આત્માનું સ્વયં પ્રકાશપણું અને અપરોક્ષપણું જણાવ્યું છે. "આત્મા"–અહંકારથી સ્થૂલ શરીર પર્યંતના પદાર્થોમાં અધિષ્ઠાન રૂપે રહેલું ચેતન. "બ્રહ્મ"–માયા આકાશાદિ ભૂતો અને સર્વ ભૌતિક પદાર્થોનું અધિષ્ઠાન ચેતન.

આખા મહાવાકયનો અર્થ "સ્વયં પ્રકાશ અને અપરોક્ષ આ આત્મા સચ્ચિદાનંદ રૂપ બ્રહ્મ છે," એવો થાય છે. મહાવાકયોનો અર્થ કરવામાં ભાગ ત્યાગ લક્ષણા વા જહત્ અજહત્ લક્ષણા ઉપયોગી છે. પદના વાચ્યાર્થની

સાથે સંબંધ રાખનારો જે લક્ષ્યાર્થ તે લક્ષણાથી સમજાય છે.

## લક્ષણા ત્રણ પ્રકારની છે.

૧ જહત્ લક્ષણા, ૨ અજહત્ લક્ષણા, ૩ જહદજહત્ લક્ષણા.

૧ જહત્ લક્ષણા :- જે લક્ષણામાં વાચ્યાર્થનો ત્યાગ થઇને સંબંધવાળા અર્થનું ગ્રહણ કરવામાં આવે તે જહત્ લક્ષણા. જેમ કે, 'ગંગામાં અમારો નેસ છે.' એમાં ગંગાપદનો શક્યાર્થ જે ગંગાના પ્રવાહ તેનો ત્યાગ કરીને પ્રવાહથી સંયોગ સંબંધવાળું જે તીર તેનું ગ્રહણ કરવામાં આવે છે.

૨ અજહત્ લક્ષણા :- જે લક્ષણામાં વાચ્યાર્થને રાખીને તેના સંબંધવાળી કોઈ વસ્તુને ગ્રહણ કરવામાં આવે તે અજહત્ લક્ષણા, જેમ કે, 'રાતો દોડે છે;' એમાં રાતો એ ગુણ હોવાથી એકલો દોડી શકે નહિ, એટલે તેની સાથે ઘોડો, બળદ કે કૂતરો લેવો પડે છે.

૩ જહદજહત્ લક્ષણા :- જે લક્ષણામાં વિરોધી અંશનો ત્યાગ કરીને અવિરોધી અંશનું ગ્રહણ કરવામાં આવે છે તે જહદજહત્ વા ભાગત્યાગ લક્ષણા, જેમ કે, 'તે આ દેવદત્ત છે.' એ વાક્યમાંના 'તે' શબ્દ વડે ભૂતકાલ દૂર દેશ અને અમુક પ્રકારની શરીર સ્થિતિનું ભાન થાય છે, અને 'આ' શબ્દ વડે વર્તમાનકાલ, સમીપ,

દેશ તથા બીજા પ્રકારની શરીર સ્થિતિનું ભાન થાય છે. 'તે' અને 'આ' એ બંને પદમાં ભૂત અને વર્તમાનકાલ, દૂર અને સમીપ દેશ, તથા ગૃહસ્થ અને પરમહંસ સ્થિતિનો પરસ્પર વિરોધ છે, તે વિરોધનો ત્યાગ કરીને દેવદત્તના પિંડનું ગ્રહણ ભાગત્યાગ લક્ષણાવડે થાય છે.

જ્યાં વાચ્યાર્થ એટલે શક્યાર્થ સંભવી શકે નહિ ત્યાં લક્ષ્યાર્થનું ગ્રહણ કરવામાં આવે છે. 'તત્ત્વમસિ' આદિ મહા વાક્યોમાં વાચ્યાર્થ સંભવી શકે નહિ તેથી ભાગત્યાગલક્ષણા વડે તેના લક્ષ્યાર્થનું ગ્રહણ કરવામાં આવે છે. એ લક્ષણાવડે પરમાત્મામાં રહેલ માયા ને માયાના ધર્મોનો ત્યાગ કરવામાં આવે છે. અને જીવમાં રહેલ અવિદ્યા ને અવિદ્યાના ધર્મોનો ત્યાગ કરવામાં આવે છે. એવી રીતે વાચ્યાર્થનો ત્યાગ કરવાથી અને લક્ષ્યાર્થનું ગ્રહણ કરવાથી, ઈશ્વર જીવમાં સચ્ચિદાનંદ સ્વભાવવાળું જે બ્રહ્મ રહે છે તેના એકપણાનું જ્ઞાન થાય છે.

## હવે અધ્યારોપ અને અપવાદ એ ન્યાયવડે પરમ દયાળુ સદ્‌ગુરૂ બ્રહ્મનો ઉપદેશ કરે છે.

વસ્તુમાં અવસ્તુનો આરોપ તે અધ્યારોપ, બ્રહ્મમાં જગત્‌નો અધ્યારોપ છે. આરોપિતને દૂર કરી મૂલ વસ્તુને ઓળખવી તે અપવાદ કહેવાય છે. જગત્‌નો અપવાદ કરવાથી બ્રહ્મનું જ્ઞાન થાય છે.

## અધ્યારોપ ન્યાયવડે બ્રહ્મનો ઉપદેશ

અખંડ બ્રહ્મસ્વરૂપનો વિધિમુખવડે ઉપદેશ કરવાનું અશક્ય છતાં પણ "પરમાત્મામાં કાંઇ નાનાપણું નથી" (ભેદ નથી.) ઈ. શ્રુતિઓને અનુસરીને, અવિદ્યાવડે આરોપિત નાના પદાર્થના નિષેધ મુખવડે ઉપલક્ષિત અખંડ ચેતનનો પુનઃ "સત્ય, જ્ઞાન અનંતરૂપ બ્રહ્મ છે" ઈ. શ્રુતિને અનુસરીને લક્ષણાથી વિધિમુખવડે પણ ઉપદેશ થાય છે.

## સૃષ્ટિની ઉત્પત્તિ સમજાવવા માટે ચાર વાદ છે.

૧ સ્થૂલ બુદ્ધિવાળા માટે આરંભવાદ છે.
૨ સૂક્ષ્મ બુદ્ધિવાળા માટે પરિણામવાદ છે.
૩ સૂક્ષ્મતર બુદ્ધિવાળા માટે વિવર્તવાદ છે.
૪ સૂક્ષ્મતમ બુદ્ધિવાળા માટે અજાતવાદ છે.

૧ ઇશ્વરાદિ નિમિત્ત કારણવડે બે પરમાણુ ભેગાં થવાથી એક દ્વયણુક થાય છે. ત્રણ દ્વયણુંક ભેગાં થવાથી એક ત્રસરેણુ થાય છે. આ ત્રસરેણુઓ દ્વારા વિશ્વના સર્વ પદાર્થો બનેલા છે.

૨ દૂધમાંથી જે દહીં થાય છે તેમ પ્રકૃતિમાંથી આખું જગત્ થયું છે.

૩ મૂલ પદાર્થમાં કાંઈપણ ફેરફાર નહિ થતાં તેમાં બીજા પદાર્થની પ્રતીતિ થાય છે એવો વાદ. બ્રહ્મમાં કાંઈ પણ વિક્રિયા નહિ થતાં તેમાં નામરૂપવાળું આ જગત્ અજ્ઞાનથી પ્રતીત થાય છે.

૪ સર્વત્ર બ્રહ્મજ છે. સૃષ્ટિ ઉપજીજ નથી. જેને તે દેખાતી હોય તેને તેના અનિર્વચનીય (વર્તમાન કાલમાં પ્રતીત થાય, અને ઉત્તર કાલમાં બાધ પામવાને યોગ્ય હોય તે અનિર્વચનીય) અજ્ઞાનથી જણાય છે.

## મૂલ પ્રકૃતિ

સત્‌થી ને અસત્‌થી વિલક્ષણ એટલે અનિર્વચનીય રૂપ, સત્વગુણ, રજોગુણ ને તમોગુણની સામ્યાવસ્થાવાળો, ચિદાનંદ રૂપ બ્રહ્મના પ્રતિબિંબવાળો, જ્ઞાન વડે નિવૃત્ત થવાને યોગ્ય, ભાવરૂપ, અઘટિત ઘટના કરવામાં પરમ સમર્થ એવો જે કાંઈ પદાર્થ છે તે મૂલ પ્રકૃતિ કહેવાય છે, અને તેની આવરણ ને વિક્ષેપ એ નામની બે શક્તિઓ છે.

બ્રહ્મના સચ્ચિદાનંદ સ્વરૂપને જ ઢાંકે છે તે આવરણ અને બ્રહ્માથી માંડીને સ્થાવર પર્યંતના જગત્‌ને બ્રહ્મને વિષે જે દેખાડે છે તે વિક્ષેપ શક્તિ કહેવાય છે.

સત્વગુણઃ– શ્વેત, નિર્મલ, હળવો, સ્થિર રહેનારો, પ્રકાશમય ને અંતઃકરણમાં વૈરાગ્ય, ક્ષમા, દયા, ઔદાર્ય, સંતોષ, શાંતિ, વિવેક, સ્થૂલ સૂક્ષ્મ પદાર્થને સમજવાનું સામ્થર્ય ને સુખાનુભવ એ શુભ ધર્મો ઉપજાવનાર છે.

રજોગુણઃ– રાતો, ચંચલ, કાંઈક ભારે, કાંઈક મલિનતાવાળો, અલ્પ પ્રકાશવાળો ને અંતઃકરણમાં લોભ, રાગ, ક્રોધ, ક્રૂરતા, કૃપણતા, અતૃપ્તિ, વ્યાકુલતા, અસહનશીલતા તથા ઊતાવળાપણું ઇત્યાદિ ઉપજાવનાર છે.

તમોગુણઃ— કાળા રંગનો, ભારે, સત્ત્વગુણના તથા રજોગુણના પ્રકાશાદિ ધર્મોને કામ કરતા અટકાવનાર અને આલસ્ય, પ્રમાદ, દીર્ઘસૂત્રતા, અવ્યવસ્થા, જડતા, તંદ્રા, મૂઢતા, ચિંતા ને ભયાદિ ઉપજાવનાર છે.

જ્યાં સુધી આ ત્રણ ગુણોની સામ્યાવસ્થા હોય છે ત્યાં સુધી કાંઇ પણ કાર્ય થતું નથી. સત્ત્વગુણ જ્યારે રજોગુણના ધર્મોથી પરાભવ પામી મલિન થતો નથી ત્યારે તે શુદ્ધ સત્ત્વ ગુણ કહેવાય છે.

## મૂલ પ્રકૃતિના બે પ્રકાર છે.

માયાઃ— શુદ્ધ સત્ત્વગુણ પ્રધાન પ્રકૃતિ વા સમષ્ટિ અજ્ઞાન તે માયા.

અવિદ્યાઃ— મલિન સત્ત્વગુણવાળી એટલે રજોગુણ અને તમોગુણથી દબાયેલા સત્ત્વગુણવાળી પ્રકૃતિ વા વ્યષ્ટિ અજ્ઞાન તે અવિદ્યા.

ઈશ્વર :— માયાની ઉપાધિવાળું ચેતન તે ઇશ્વર, અર્થાત્ બ્રહ્મનામના શુદ્ધ ચેતનના એક કલ્પિત ભાગમાં રહેલી અતિસૂક્ષ્મ માયા નામની જડવસ્તુ, જેટલા શુદ્ધ ચેતનમાં તે માયા પ્રતીત થઇ છે તેટલું શુદ્ધ ચેતન અને તે માયામાં આવિર્ભાવ પામેલા શુદ્ધ ચેતનના સ્વભાવો એ ત્રણ પદાર્થો મળીને જડ ચેતનમિશ્ર ઇશ્વર નામના વ્યવહારિક પદાર્થનો સદ્ભાવ સિદ્ધ થાય છે.

ઈશ્વર માયાના નિયામક, સર્વશક્તિમાન્, સર્વજ્ઞ ને

સ્વતંત્ર છે. માયા એક હોવાથી ઈશ્વર એક છે.

જીવ (ચિદાભાસ)— અવિદ્યાની ઉપાધિવાળું ચેતન તે જીવ. જીવ અવિદ્યાને વશ વર્તનાર હોવાથી અલ્પજ્ઞ, અલ્પશક્તિવાળો, નિયમ્ય, ને પરતંત્ર છે. મલિનપણાની ન્યૂનાધિકતાથી અવિદ્યાનું અંશરૂપે બહુપણું હોવાથી જીવનું પણ બહુપણું છે. જીવની (ચિદાભાસની) સાત અવસ્થા છે

૧ અજ્ઞાન :– હું બ્રહ્મને જાણતો નથી એવી સમજ.

૨ આવરણ :– બ્રહ્મ નથી અને તે પ્રતીત થતું નથી એવી સમજ.

૩ ભ્રાંતિ :– દેહાદિમાં હું પણાનું જ્ઞાન ને જગતમાં સત્યપણાની સમજ.

૪ પરોક્ષજ્ઞાન :– શ્રી સદ્ગુરુ અને મોક્ષશાસ્ત્રોથી બ્રહ્મ છે એમ જાણવું તે.

૫ અપરોક્ષજ્ઞાન :– હું બ્રહ્મ છું એમ પ્રત્યક્ષ જાણવું તે.

૬ શોકનાશ :–મારા બ્રહ્મસ્વરૂપમાં શોક દુઃખાદિ નથી એમ જાણવું તે.

૭ અતિહર્ષ :– બ્રહ્મસ્વરૂપના જ્ઞાનથી જે નિરંકુશ તૃપ્તિ ઉપજે તે.

વ્યષ્ટિ અજ્ઞાન અહંકારાદિના કારણપણાથી જીવનું કારણશરીર કહેવાય છે. (વ્યષ્ટિ અજ્ઞાન=અવિદ્યા) પ્રલયકાલમાં શ્રી ઈશ્વર અને સુષુપ્તિકાલમાં જીવ અતિ સૂક્ષ્મ અજ્ઞાનની વૃત્તિવડે આનંદને અનુભવે છે.

## શ્રી ઈશ્વર જગતનું નિમિત્તોપાદાન કારણ ગણાય છે.

નિમિત્ત કારણ :- દૂર રહીને જે કાર્ય ઉપજાવે, અને કાર્યની ઉત્પત્તિ, સ્થિતિ અને લયની સાથે જેને સંબંધ ન હોય તે નિમિત્ત કારણ કહેવાય છે. જેમ ઘડાનું નિમિત્ત કારણ કુંભાર, ચાકડો ને દંડાદિ છે.

ઉપાદાન કારણ :- કાર્યની ઉત્પત્તિ, સ્થિતિ, ને લયની સાથે સંબંધ રાખનાર કારણને ઉપાદાન કારણ કહેવામાં આવે છે, જેમકે ઘડાનું ઉપાદાન કારણ માટી છે.

શ્રી ઈશ્વર પોતાના ચૈતન્યના પ્રધાનપણાવડે આ જગતનું નિમિત્ત કારણ ગણાય છે, અને પોતાની ઉપાધિ (માયા)ના પ્રધાનપણાવડે આ જગતનું ઉપાદાનકારણ ગણાય છે.

સમષ્ટિ અજ્ઞાન વા માયા આ સમગ્ર જગતનું કારણ હોવાથી શ્રી ઈશ્વરનું કારણ શરીર કહેવાય છે.

સમષ્ટિ અજ્ઞાન તથા વ્યષ્ટિ અજ્ઞાન વા કારણ શરીર આનંદના બહુપણાથી અને કોશની પેઠે આચ્છાદકપણાથી આનંદમયકોશ કહેવાય છે.

આત્માના પાંચ કોશ છે (કોશ–આવરણ કરનાર ઢાંકણ)

સ્થૂલ શરીર – અન્નમયકોશ :- સ્થૂલ શરીરની ઉત્પત્તિ સ્થિતિને લય અન્નથી થાય છે, માટે સ્થૂલ શરીર અન્નમય કોશ કહેવાય છે.

સૂક્ષ્મશરીર– પ્રાણમયકોશ પાંચ પ્રાણો તથા પાંચ કર્મેંદ્રિયો મળીને પ્રાણમય કોશ કહેવાય છે. ક્રિયા શકિત-

વાળો હોવાથી આ પ્રાણમય કોશ ક્રિયારૂપ વા કાર્યરૂપ છે.

મનોમયકોશઃ- મન તથા પાંચ જ્ઞાનેંદ્રિયો મળીને મનોમય કોશ કહેવાય છે. ઇચ્છા શક્તિવાળો હોવાથી આ મનોમય કોશ કારણ રૂપ છે.

વિજ્ઞાનમયકોશઃ- બુદ્ધિ તથા પાંચ જ્ઞાનેંદ્રિયો મળીને વિજ્ઞાનમય કોશ કહેવાય છે. જ્ઞાન શક્તિવાળો હોવાથી આ વિજ્ઞાનમય કોશ કર્તારૂપ છે,

કારણ શરીરઃ- આનંદમયકોશઃ- સમષ્ટિ અજ્ઞાન તથા વ્યષ્ટિ અજ્ઞાન વા કારણ શરીર, આનંદના બહુપણાથી અને કોશની (મ્યાનની) પેઠે ચેતનના આચ્છાદકપણાથી આનંદમય કોશ કહેવાય છે.

**આત્મા, કારણ શરીર, સૂક્ષ્મ શરીર, સ્થુલ શરીર, અને પાંચ કોશ, (આનંદમય કોશ, વિજ્ઞાનમય કોશ, મનોમય કોશ, પ્રાણામય કોશ અને અન્નયય કોશ)**

(આ ત્રણે શરીરો અને કોશોની મધ્યે, આત્મા તે સર્વને પ્રકાશી રહેલ છે.)

## સૂક્ષ્મ શરીર

માયાને અવિદ્યાથી ભિન્ન જગતના કારણ રૂપ એક તમોગુણપ્રધાન પ્રકૃતિ છે જ્યારે જીવોના કર્મો ફલ દેવાને તત્પર થાય છે ત્યારે કર્મફલપ્રદાતા ઈશ્વરની ઇચ્છાથી

એ તમોગુણ પ્રધાન પ્રકૃતિમાંથી અપંચીકૃત (સૂક્ષ્મ) ભૂતો ઉત્પન્ન થાય છે.

સૂક્ષ્મ શરીરઃ- પાંચ જ્ઞાનેંદ્રિયો + ચાર અંતઃકરણ

શ્રોત્રના દેવ દિશા- આકાશના સાત્વિક અંશમાંથી શ્રોત્ર, વિષય શબ્દ,-સંકલ્પ વિકલ્પરૂપ અંતઃકરણની વૃત્તિને મન-આકાશનો શબ્દ ગુણ.

ત્વચાનાદેવ વાયુ- વાયુના સાત્વિક અંશમાંથી ત્વચા, વિષય સ્પર્શ-નિશ્ચય રૂપ અંતઃકરણની વૃત્તિને બુદ્ધિ-વાયુનો શબ્દ સ્પર્શ ગુણ.

નેત્રના દેવ સૂર્ય- તેજના સાત્વિક અંશમાંથી નેત્ર વિષય રૂપ-સ્મરણ ચિંતન રૂપ અંત કરણની વૃત્તિને ચિત્ત-તેજનો શબ્દ, સ્પર્શ, રૂપ ગુણ,

જિહ્વાના દેવ વરુણ- જલના સાત્વિક અંશમાંથી જિહ્વા વિષય રસ-અભિમાન રૂપ અંતઃકરણની વૃત્તિને અહં-કાર-જલનો શબ્દ, સ્પર્શ રૂપ, રસ ગુણ.

પૃથિવીના દેવ અશ્વિની કુમારોઃ- પૃથિવીના સાત્વિક અંશમાંથી ઘ્રાણ, વિષય ગંધ-મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકાર એ ચારે આકાશાદિ અપંચીકૃત પાંચ ભૂતોના મળેલા સત્ત્વ-ગુણના અંશમાંથી ઉપજે છે. પૃથિવીનો શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, ગુણ.

## પાંચ પ્રાણો

પ્રાણઃ- શ્વાસોચ્છ્વાસ ક્રિયાવાળો ને હૃદયમાં રહેનારો.

અપાનઃ– નીચે જવાના સ્વભાવવાળો અને ગુદા સ્થાનમાં રહેનારો.

સમાનઃ– અન્નજલની સમાનતા કરનારો ને નાભિસ્થાનમાં રહેનારો.

વ્યાનઃ– રક્તને ગતિ આપનાર ને રક્તવહાઓની સમીપની પ્રાણવહાઓમાં રહેનારો.

ઉદાનઃ– શરીરને ધારણ કરી રાખનાર, જીવને બીજા શરીરમાં લઈ જનાર; ને કંઠસ્થાનમાં રહેનારો.

આ પાંચ પ્રાણો આકાશાદિ અપંચીકૃત પંચ મહાભૂતોના મળેલા રજોગુણના અંશમાંથી ઉપજે છે.

## પાંચ કર્મેંદ્રિયો

આકાશના રજો ગુણના અંશમાંથી વાણી–વાણીના દેવ અગ્નિ.

વાયુના રજોગુણના અંશમાંથી હાથ–હાથના દેવ ઇંદ્ર.

તેજના રજોગુણના અંશમાંથી પગ–પગના દેવ વિષ્ણુ.

જલના રજોગુણના અંશમાંથી ઉપસ્થ–ઉપસ્થાના દેવ પ્રજાપતિ.

પૃથિવીના રજોગુણના અંશમાંથી ગુદા–ગુદાના દેવ યમ (મૃત્યુ).

## અંતઃકરણની ચાર અવસ્થા છે

૧ જાગ્રત્ અવસ્થા :– અંતઃકરણની જે અવસ્થામાં અંતઃકરણ

ઈંદ્રિયોદ્વારા બહારના વ્યવહારિક પદાર્થનો અનુભવ કરે છે તે જાગ્રત્ અવસ્થા.

૨ સ્વપ્ન અવસ્થા :- જે અવસ્થામાં અંતઃકરણ શરીરની અંદર રહેલી હિતાનાડીમાં મનોમય પદાર્થોને અનુભવે તે સ્વપ્ન અવસ્થા.

૩ સુષુપ્તિ અવસ્થા :- જે અવસ્થામાં અંતઃકરણ પોતાના ઉપાદાનકારણ અજ્ઞાનના અંશમાં વિલીન થઈ જાય તે સુષુપ્તિ અવસ્થા.

૪ તુર્ય અવસ્થા :- જે અવસ્થામાં સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણ શરીરોનું ભાન રહેતું નથી પણ એક નિરાવરણ આત્માનું ભાન રહે છે તે તુર્ય અવસ્થા.

૫ સ્થૂલ શરીર :- ઉપલા પાંચ મહાભૂતોનું (અપંચીકૃત સૂક્ષ્મ ભૂતોનું) પંચીકરણ થવાથી પંચીકૃત ભૂતોની એટલે સ્થૂલ ભુતોની ઉત્પત્તિ થાય છે. સ્થૂલ ભૂતોમાંથી સ્થૂલ બ્રહ્માંડ કે જેની અંદર ચૌદ ભુવનો તથા જરાયુજ આદિ ચાર પ્રકારના પ્રાણીઓના સ્થૂલ શરીરોનો સમાવેશ થાય છે તે ઉત્પન્ન થાય છે.

જરાયુજ :- એટલે ઓરમાંથી ઉત્પન્ન થનારાં મનુષ્ય પશુ, ઈત્યાદિ.

અંડજ :- એટલે ઈંડામાંથી ઉત્પન્ન થનારાં પક્ષી, સર્પ, ઈત્યાદિ.

સ્વેદજ :– એટલે પ્રસ્વેદમાંથી ઉત્પન્ન થનારાં જૂ, માંકડ ઈત્યાદિ.

ઉદ્‌ભિજ્જ :– એટલે પૃથિવીને ભેદીને ઉત્પન્ન થનારાં વૃક્ષ, લતા, ઈ. તથા પૃથિવીની ઉપરનો ભાગ ભેદીને ઉત્પન્ન થનારા દેવાદિ.

## પંચીકરણ

### ૧ આકાશ

$\frac{૨\,૧}{૨\,૫}$ આકાશ + $\frac{૧}{૫}$ આ. + $\frac{૧}{૫}$ આ. + $\frac{૧}{૫}$ આ. + $\frac{૧}{૫}$ આ.

**આકાશનું પંચીકરણ**

$\frac{૨\,૧}{૨\,૫}$ આકાશ + $\frac{૧}{૫}$ વા. + $\frac{૧}{૫}$ તે. + $\frac{૧}{૫}$ જ. + $\frac{૧}{૫}$ પૃ.

શબ્દગુણ વ્યક્ત થાય છે.

### ૨ વાયુ

$\frac{૨\,૧}{૨\,૫}$ વાયુ + $\frac{૧}{૫}$ વા. + $\frac{૧}{૫}$ વા. + $\frac{૧}{૫}$ વા. + $\frac{૧}{૫}$ વા.

**વાયુનું પંચીકરણ**

$\frac{૨\,૧}{૨\,૫}$ વાયુ + $\frac{૧}{૫}$ તે. + $\frac{૧}{૫}$ જ. + $\frac{૧}{૫}$ પૃ. + $\frac{૧}{૫}$ આ.

શબ્દ તથા સ્પર્શગુણ વ્યક્ત થાય છે.

### ૩ તેજ

$\frac{૨\,૧}{૨\,૫}$ તેજ + $\frac{૧}{૫}$ તે. + $\frac{૧}{૫}$ તે. + $\frac{૧}{૫}$ તે. + $\frac{૧}{૫}$ તે.

**તેજનું પંચીકરણ**

$\frac{૨\,૧}{૨\,૫}$ તેજ + $\frac{૧}{૫}$ આ. + $\frac{૧}{૫}$ વા. + $\frac{૧}{૫}$ જ. + $\frac{૧}{૫}$ પૃ.

શબ્દ, સ્પર્શ ને રૂપગુણ વ્યક્ત થાય છે.

૪ જલ

૧/૨ જલ + ૧/૮ જ. + ૧/૮ જ. + ૧/૮ જ. + ૧/૮ જ.

**જલનું પંચીકરણ**

૧/૨ જલ + ૧/૮ આ. + ૧/૮ વા. + ૧/૮ તે. + ૧/૮ પૃ.

શબ્દ, સ્પર્શ, રૂપ ને રસગુણ વ્યક્ત થાય છે.

૫ પૃથિવી

૧/૨ પૃથિવી + ૧/૮ પૃ. + ૧/૮ પૃ. + ૧/૮ પૃ. + ૧/૮ પૃ.

**પૃથિવીનું પચીકરણ**

૧/૨ પૃથિવી. + ૧/૮ આ. + ૧/૮ વા. + ૧/૮ તે. + ૧/૮ જ.

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ ગુણ વ્યક્ત થાય છે.

## કારણ, સૂક્ષ્મ તથા સ્થૂલ શરીરના અભિમાની દેવોનું વર્ણન

૧ કારણ શરીર :– (સમષ્ટિ વ્યષ્ટિ અજ્ઞાન) સમષ્ટિ અજ્ઞાન વા માયા ઉપહિત ચૈતન્ય (ઈશ્વર).

અભિમાની દેવ સમષ્ટિ અજ્ઞાન વા માયા, આ સમગ્ર જગતનું કારણ હોવાથી શ્રી ઈશ્વરનું કારણ શરીર કહેવાય છે.

સમષ્ટિ અજ્ઞાન ઉપહિત ચૈતન્ય વા માયા ઉપહિત ચૈતન્ય સર્વ પ્રપંચના સાક્ષિપણાવડે સર્વજ્ઞ કહેવાય છે, સર્વે જીવોને તેઓનાં કર્માનુસાર ફલદાતાપણાવડે શ્રી ઇશ્વર

કહેવાય છે, સર્વે જીવોના કર્માનુસાર પ્રેરકપણાવડે **નિયંતા** કહેવાય છે, સર્વે જીવોનાં હૃદયમાં સ્થિત થઇને તેમની બુદ્ધિના નિયામકરૂપે સ્થિતપણાવડે **અંતર્યામિ** કહેવાય છે, પ્રત્યક્ષાદિ પ્રમાણોના અગોચરપણાવડે **અવ્યક્ત** કહેવાય છે, ને ચરાચરરૂપ સર્વ પ્રપંચના વિવર્તરૂપે અધિષ્ઠાનપણાવડે **જગત્ કારણ** કહેવાય છે. (પોતાના ચેતનના પ્રધાનપણાવડે આ જગત્નું **નિમિત્તકારણ** અને પોતાની ઉપાધિના એટલે માયાના પ્રધાનપણાવડે **ઉપાદાનકારણ** કહેવાય છે.) વ્યવહારિક સત્તાએ સત્ય તથા પારમાર્થિક સત્તાએ તે અસત્ હોવાથી સદસદ્રૂપ કહેવાય છે.

અવસ્થા :– કારણરૂપ ઉપાધિમાં સ્થૂલ પ્રપંચનું લીનપણું હોવાથી આ સમષ્ટિ અજ્ઞાન, વા માયા, વા શ્રી ઈશ્વરના કારણ શરીરની સુષુપ્તિ અવસ્થા પણ કહેવાય છે.

કોશ :– આનંદના બહુપણાથી અને કોશની પેઠે આચ્છાદકપણાથી, કારણ શરીર આનંદમય કોશ કહેવાય છે. શ્રી ઈશ્વર સર્વદાજ પોતાની માયા નામની શક્તિવડે આનંદાનુભવ કરે છે, પણ પ્રલયકાલમાં દ્વૈત નહિ હોવાથી તે વેળા વિશેષાનંદનો અનુભવ કરે છે. પ્રાજ્ઞ વા જીવ પોતાના અંતઃકરણમાં બીજરૂપ અવિદ્યાની વૃત્તિવડે વિક્ષેપને અભાવે સુષુપ્તિકાલે આવરણવાળા આનંદનો અનુભવ કરે છે.

ભોગ–આનંદાનુભવ :– આવી રીતે ઉપાધિરહિત અસંગચૈતન્યમાં શશશૃંગ જેવી અવિદ્યાવડે અહંકારાદિથી સ્થૂલ શરીર પર્યંતના મિથ્યા પદાર્થોનો અધ્યારોપ કરીને

પછી તેના અપવાદપૂર્વક તત્પદનો ને ત્વંપદનો અર્થ શોધીને 'તત્ત્વમસિ' એ મહા વાકયવડે જહત્ અજહત્ લક્ષણાથી વિરુદ્ધ અંશના પરિત્યાગવડે અખંડ ચૈતન્યનો બોધ કરવાથી અધિકારી શિષ્યના ચિત્તમાં હું ત્રિકાલાબાધ્ય, અવિદ્યાદિ દોષથી રહિત, સ્વયં પ્રકાશ, સર્વ ઉપાધિથી રહિત, અવિનાશીસ્વભાવવાળો, નિરતિશય આનંદ સ્વરૂપ, દેશ, કાળ અને વસ્તુના પરિચ્છેદોથી રહિત, અને અક્ષય, પ્રત્યગભિન્ન હું બ્રહ્મ છું એવી અખંડાકારવાળી ચિત્તવૃત્તિ શનૈ: શનૈ: ઉદય પામે છે તે ચિત્તવૃત્તિ શુદ્ધ બ્રહ્મને વિષય કરનારી નથી, પરંતુ અજ્ઞાન·વિશિષ્ટ પ્રત્યગભિન્ન બ્રહ્મને વિષય કરનારી છે. તે કાલે તે ચિત્તવૃત્તિ ચૈતન્યના પ્રતિબિંબવાળી હોય છે. તે ચિત્તવૃત્તિ ચૈતન્યને આશ્રયે રહેલા અજ્ઞાનને દૂર કરે છે. તે ચૈતન્યના પ્રતિબિંબવાળી વૃત્તિમાં પ્રતિબિંબિત ચૈતન્ય પણ જેમ દીપકની પ્રભા, આદિત્યની પ્રભાને પ્રકાશવામાં અસમર્થ હોઈ તે વડે અભિભવ પામે છે, તેમ સ્વયંપ્રકાશ રૂપ પ્રત્યગભિન્ન બ્રહ્મને પ્રકાશ કરવાની અયોગ્યતાવડે પરાભવ પામીને, પોતાના ઉપાધિરૂપ અખંડાકાર વૃત્તિના બાધિતપણાથી, દર્પણના અભાવમાં મુખપ્રતિબિંબના મુખમાત્રપણાની પેઠે પ્રત્યગભિન્ન બ્રહ્મમાત્ર થાય છે.

## વ્યષ્ટિ અજ્ઞાન વા અવિદ્યા ઉપહિત ચૈતન્ય (પ્રાજ્ઞ)

વ્યષ્ટિ અજ્ઞાન અહંકારાદિના કારણપણાથી પ્રાજ્ઞનું કારણશરીર કહેવાય છે. વ્યષ્ટિ અજ્ઞાન ઉપહિત ચૈતન્ય વા

અવિદ્યા ઉપહિત ચૈતન્ય અલ્પજ્ઞપણું અને અનીશ્વરપણું એ આદિ ગુણોવાળું હોઇ, પ્રાજ્ઞ વા જીવ એ નામથી કહેવાય છે.

જીવના સ્થૂલ સૂક્ષ્મ પ્રપંચની એમાં લીનતા થતી હોવાથી વ્યષ્ટિ, અજ્ઞાન વા અવિદ્યા વા જીવના કારણશરીરની સુષુપ્તિ અવસ્થા પણ કહેવાય છે.

## સૂક્ષ્મશરીર (અપંચીકૃત)

## સમષ્ટિ સૂક્ષ્મશરીર ઉપહિત ચૈતન્ય (હિરણ્ય ગર્ભ)

સ્થૂલ પ્રપંચની અપેક્ષાએ સૂક્ષ્મપણું હોવાથી આ સમષ્ટિરૂપ હિરણ્યગર્ભના તથા વ્યષ્ટિરૂપ તૈજસના વિજ્ઞાન મયાદિ ત્રણ કોશ સૂક્ષ્મશરીર કહેવાય છે.

સમષ્ટિ સૂક્ષ્મશરીર ઉપહિત ચૈતન્ય સર્વ પ્રાણીઓના લિંગ વા સૂક્ષ્મશરીરોમાં વિદ્યમાન હોવાથી સૂત્રાત્મા, અને જ્ઞાન, ઇચ્છા તથા ક્રિયાશક્તિવાળા વિજ્ઞાનમય, મનોમય તથા પ્રાણમય કોશથી પરિચ્છિન્ન હોઇ, અપંચીકૃત પંચમહાભુતોનું અભિમાની હોવાથી, હિરણ્યગર્ભ કિંવા મહાપ્રાણ પણ કહેવાય છે.

## વ્યષ્ટિ સૂક્ષ્મ શરીર ઉપહિત ચૈતન્ય ( તૈજસ )

વ્યષ્ટિ સૂક્ષ્મશરીર ઉપહિત ચૈતન્ય તેજોમય અંતઃકરણરૂપ ઉપાધિવાળું હોવાથી તૈજસ કહેવાય છે.

વિરાટ્‌રૂપે અનુભવ કરેલ સ્થૂલપ્રપંચના સંબંધના વાસનામયપણાથી સમષ્ટિ સૂક્ષ્મ શરીરનું સ્વપ્નપણું છે, વા

હિરણ્યગર્ભના સૂક્ષ્મ શરીરની સ્વપ્નાવસ્થા છે.

સ્થૂલપ્રપંચની અપેક્ષા એ સૂક્ષ્મપણું હોવાથી આ સમષ્ટિરૂપ સૂત્રાત્મા વા હિરણ્યગર્ભના તથા વ્યષ્ટિરૂપ તૈજસના વિજ્ઞાનમય, મનોમય તથા પ્રાણમય, આ ત્રણ કોશ સૂક્ષ્મ-શરીર કહેવાય છે.

વિશ્વરૂપે અનુભવ કરેલ સ્થૂલ પ્રપંચના સંબંધના વાસનામયપણાથી વ્યષ્ટિ સૂક્ષ્મશરીરનું સ્વપ્નપણું છે, વા તૈજસના સૂક્ષ્મશરીરની સ્વપ્નાવસ્થા છે.

સ્થૂલશરીર (પંચીકૃત)

**૧ સમષ્ટિ સ્થૂલ શરીર ઉપહિત ચૈતન્ય(વિરાટ)**

**૨ વ્યષ્ટિ સ્થૂલ શરીર ઉપહિત ચૈતન્ય (વિશ્વ)**

(૧) ચાર પ્રકારના પ્રાણીઓનાં સ્થૂલશરીરોની સમષ્ટિ એજ વિરાટ્ ચૈતન્યનું સ્થૂલ શરીર છે.

સમષ્ટિ સ્થૂલ શરીર ઉપહિત ચૈતન્ય સર્વ પ્રાણીઓના સ્થૂલ શરીરોમાં પોતપોતાના અભિમાનવાળું હોવાથી વૈશ્વાનર અને નાના પ્રકારના નામરૂપોવડે પ્રકાશતું હોવાથી વિરાટ કહેવાય છે.

**વ્યષ્ટિ સ્થૂલ શરીર ઉપહિત ચૈતન્ય વિશ્વ)**

ચાર પ્રકારના પ્રાણીઓનાં પ્રત્યેક સ્થૂલ શરીર તે વિશ્વ ચૈતન્યનું સ્થૂલ શરીર છે.

વ્યષ્ટિ સ્થૂલશરીર ઉપહિત ચેતન્ય વા ચાર પ્રકારના

પ્રાણીઓનાં સ્થૂલશરીરોમાંનાં પ્રત્યેક સ્થૂલ શરીરરૂપ ઉપાધિવાળું ચૈતન્ય વિશ્વ કહેવાય છે, કેમકે તે પોતાના સ્થૂલ શરીરના અભિમાનનો પરિત્યાગ નહિ કરીને, સ્થૂલશરીરમાં પ્રવેશ કરી, જે તે સ્થૂલશરીરમાં હુંપણાનું અભિમાન ધારણ કરે છે.

સ્થૂલશરીરાદિના સંબંધવડે ઉપજેલાં સુખદુઃખોના ભોગાયતનપણાથી તથા ઇંદ્રિયોવડે બહારના પદાર્થોનું જ્ઞાન થવાથી સ્થૂલશરીરના સંબંધવાળા તે અંતઃકરણની જાગ્રત અવસ્થા પણ કહેવાય છે.

સર્વ સ્થૂલશરીરોની અન્નના વિકારથી (પરિણામથી) ઉત્પત્તિ આદિ હોવાથી તથા ચૈતન્યના આચ્છાદપકણાથી સ્થૂલશરીર અન્નમયકોશ પણ કહેવાય છે.

## અપવાદ ન્યાયવડે બ્રહ્મનો ઉપદેશ

ભોગના સ્થાનરૂપ ચાર પ્રકારના પ્રાણીઓનાં સ્થૂલ શરીરોનો સમૂહ, ભોગ્યરૂપ અન્નપાનાદિક, તે બંનેના આશ્રય રૂપ ચૌદ ભુવનો, અને એ ભુવનો જેમાં રહ્યાં છે એવું આ બ્રહ્માંડ, એ સર્વ કાર્યની પોતાના ઉપાદાન કારણથી પૃથક્ કરતા ન હોવાથી, એ બધાં પોતાના ઉપાદાન કારણ રૂપ પંચીકૃત ભૂત માત્ર છે. શબ્દાદિ ધર્મ સહિત એ પંચીકૃત ભૂતો અને સત્તર અવયવવાળાં સૂક્ષ્મ શરીરોનો સમૂહ, એ સર્વ એમના ઉપાદન કારણ રૂપ અપંચીકૃત ભૂતમાત્ર છે. પૃથિવી આદિ અપંચીકૃત ચાર ભુતો, પોત પોતાના ઉપાદાન કારણ

રૂપ જલાદિ અપંચીકૃત ભૂત રૂપ છે. અપંચીકૃત ભૂત રૂપ આકાશ સત્ત્વાદિ ગુણુ રૂપ માયા છે. એ માયા અથવા અજ્ઞાન અજ્ઞાનોપહિત (અજ્ઞાન રૂપ ઉપાધિવાળું) ચૈતન્ય માત્ર છે, અને અજ્ઞાન તથા અજ્ઞોપહિત ચૈતન્ય એમના આધાર રૂપ અનુપહિત (ઉપાધિ રહિત) ચૈતન્ય રૂપ એટલે તુરીય સ્વરૂપ બ્રહ્મમાત્ર છે. આ પ્રમાણે પ્રપંચનો બ્રહ્મમાં અપવાદ થયો.

અથવા

સ્થૂલ શરીર, જાગ્રદાવસ્થા, વિશ્વ, સ્થૂલ ભોગ, વૈખરી-વાણી ને સ્થૂલ જગત્ એ આત્માના કલ્પિત પ્રથમ પાદને મિથ્યા માની, તેનો ક્રમથી સૂક્ષ્મ શરીરમાં, સ્વપ્નાવસ્થામાં, તૈજસમાં, વાસનામય ભોગમાં, મધ્યમાવાણીમાં ને, સૂક્ષ્મ જગત્ રૂપી આત્માના બીજા પાદમાં વિલીન કરે; પશ્ચાત તે બીજા પાદને પણ મિથ્યા સમજી, તેનો ક્રમ પૂર્વક કારણ શરીરમાં, સુષુપ્તિ અવસ્થામાં, પ્રાજ્ઞામાં, અજ્ઞાનાવૃત્ત આનંદમાં, પશ્યંતી વાણીમાં ને માયારૂપી આત્માના ત્રીજા પાદમાં વિલીન કરે. પછી ત્રીજા પાદને પણ મિથ્યા તેનો ક્રમપૂર્વક મહાકારણ શરીરમાં, તુર્યાવસ્થામાં, જીવસાક્ષીમાં, આનંદ સ્વરૂપમાં, પરા-વાણીમાં ને ઈશ્વર સાક્ષી એ રૂપી આત્માના ચોથા પાદમાં લીન કરે. આ ચોથા પાદનો અનુભવ કરી, બ્રહ્મરૂપે સ્થિતિ કરવાથી કૃતાર્થ થવાય છે. આ પ્રમાણે પણ પ્રપંચનો બ્રહ્મમાં અપવાદ થયો.

## (૨) મનન

૭ પ્રકારના લિંગો વડે વેદાંત વાકયોના તાત્પર્યના

નિશ્ચયપૂર્વક શ્રવણ કરેલા અદ્વિતીય બ્રહ્મનું વેદાંતથી અવિરોધી એટલે જીવના ને ઇશના ભેદની બાધક અને તેમના અભેદની સાધક યુક્તિઓ વડે નિરંતર પવિત્રને એકાંત દેશમાં બેસીને, સ્વસ્થચિત્તે આદરપૂર્વક ચિંતન કરવું, તે વેદાંત મનન કહેવાય છે.

## જીવના ને ઇશના ભેદની બાધક યુક્તિઓ

જીવનો તથા ઇશનો ભેદ ઔપાધિક હોવાથી (અવિદ્યારૂપ તથા માયારૂપ ઉપાધિએ કરેલો હોવાથી) મિથ્યા છે, ઘટાકાશ ને મહાકાશના ભેદની પેઠે. જે મિથ્યા ન હોય તે ઔપાધિક પણ ન હોય; જેમ વ્યવહાર દશામાં ઘટપટનો ભેદ છે તે ઔપાધિક નથી, માટે મિથ્યા પણ નથી.

જેમ બિંબ પ્રતિબિંબનો ભેદ મિથ્યા છે તેમ જીવ બ્રહ્મનો ભેદ મિથ્યા છે.

જેમ અનેક ઘટાકાશોનો પરસ્પરનો ભેદ મિથ્યા છે તેમ જીવોનો પરસ્પરનો ભેદ મિથ્યા છે.

જેમ સ્વપ્નના જીવોનો સ્વપ્નના ઘટાદિકનો ભેદ મિથ્યા છે તેમ જીવજડનો ભેદ મિથ્યા છે.

જેમ રજ્જુ અને કલ્પિત સર્પનો ભેદ મિથ્યા છે તેમ બ્રહ્મનો અને જડ જગત્‌નો ભેદ મિથ્યા છે.

જેમ છીપ અને રૂપાનો ભેદ મિથ્યા છે તેમ સાક્ષિચેતનનો અને સ્વપ્નના પ્રપંચનો ભેદ મિથ્યા છે.

જેમ રજ્જુમાં કલ્પિત સર્પ દંડાદિકનો, કિંવા સ્વપ્નના પદાર્થોના પરસ્પરનો ભેદ મિથ્યા છે તેમ, જડ પદાર્થોનો પરસ્પરનો ભેદ મિથ્યા છે.

મહાવાકયમાં જીવ ઇશનો અભેદ કહ્યો છે તે અભેદ પ્રતીત થતાં, જીવ ઈશના ભેદના મિથ્યાપણાને બતાવે છે, માટે તે ભેદ મિથ્યા છે તે અભેદ સત્ય છે.

જાગ્રત્ સ્વપ્નમાં ભેદક ઉપાધિના સદ્ભાવથી જીવઈશનો ભેદ પ્રતીત થાય છે, અને સુશ્રુપ્તિમાં તે ઉપાધિનો અભાવ થયે તે ભેદ પ્રતીત થતો નથી માટે જીવઈશના પરમાર્થિક ભેદનો અભાવ છે.

વિશેષ યુક્તિઓ માટે જુઓ "શ્રી ઉપદેશગ્રંથાવલિ" અંક છેતાલીશમો 'વેદાંતમનન.'

## જીવઈશના અભેદની સાધકયુક્તિઓ

જીવઈશ્વર ચેતનની પેઠે સચ્ચિદાનંદ હોવાથી બ્રહ્મથી અભિન્ન છે. જે સચ્ચિદાનંદરૂપ નથી તે બ્રહ્મથી અભિન્ન પણ નથી જેમ ઘટ.

જેમ ઘટરૂપ તથા મઠરૂપ ઉપાધિને દૂર કરવાથી ઘટાકાશ તથા મઠાકાશનો અભેદ છે, તેમ બુદ્ધિ કિંવા અજ્ઞાનરૂપ અને માયારૂપ ઉપાધિને દૂર કરવાથી જીવઈશનો અભેદ થાય છે.

જેમ ઘટાકાશ, જલાકાશ, મહાકાશ અને મેઘાકાશ

એ ચાર પ્રકારનાં આકાશ છે તેમાં જળાકાશનો અને મેઘાકાશનો જો કે અભેદ નથી, તો પણ ઘટાકાશ અને મહાકાશનો તો નામમાત્રજ ભેદ છે, વાસ્તવિકભેદ નથી, તેમ કૂટસ્થ, જીવ, બ્રહ્મ અને ઇશ્વર એ ચાર પ્રકારના ચેતન છે તેમાં જીવનો અને ઈશ્વરનો જો કે અભેદ નથી તોપણ, તેમના અધિષ્ઠાનરૂપ કૂટસ્થનો અને બ્રહ્મનો તો નામમાત્રજ ભેદ છે, વાસ્તવિકભેદ નથી.

"પરમાત્મામાં કાંઇપણ નાનાપણું નથી"—ભેદ નથી ઈ. શ્રુતિઓમાં ભેદનો નિષેધ કર્યો છે, તે નિષેધ જો તેમનો વાસ્તવિક અભેદ હોય તો જ સંભવે, માટે તેમનો ભેદ મિથ્યા છે.

## મનનનું ફળ

આળસ, પ્રમાદ, ભય, કંટાળો ને દંભનો પરિત્યાગ કરી, યોગ્ય ઉપાયો વડે પોતાના ચિત્તને પવિત્ર કરી, વિવેકાદિ ચાર સાધનસંપન્ન થઇ, વેદાંતનું શ્રીસદ્દગુરુ મુખે શ્રવણ કરી, જ્યારે કોઇ સુભાગી મુમુક્ષુ ઉપર કહેલી રીતે વેદાંતના મુખ્ય વિષયોનું વિધિપૂર્વક મનન કરે છે ત્યારે, તેને સ્પષ્ટ જણાય છે કે ઈશ્વર, માયા, જીવો ને માયાના કાર્યરૂપ વ્યવહારકાલે પ્રતીત થતા જડ પદાર્થો એ સર્વ વસ્તુતાએ બ્રહ્મજ છે. હું બ્રહ્મ છું, તું બ્રહ્મ છે, આ બ્રહ્મ છે, તે બ્રહ્મ છે, સર્વ બ્રહ્મ છે, અહીં કાંઈ ભેદ છે જ નહિ. આવી રીતે અભેદરૂપ બ્રહ્મનો દ્દઢ નિશ્ચય થાય, અને બ્રહ્મરૂપે સ્થિતિ થાય તેજ મોક્ષ છે એમ નક્કી થાય અને એક બ્રહ્મનું દ્દઢ

અપરોક્ષજ્ઞાન થવાથી મોક્ષ થાય છે એમ સમજાય તે ઉત્તમ મનન કહેવાય છે. આવી રીતે ઉત્તમ મનન કરનાર બ્રહ્મધ્યાન વા બ્રહ્મવિચાર વા નિદિધ્યાસનનો અધિકારી થાય છે.

## નિદિધ્યાસન (બ્રહ્મવિચાર-બ્રહ્મધ્યાન)

આત્માથી અભિન્ન, એકજ, અદ્વિતીય ને સચ્ચિદાનંદ રૂપ બ્રહ્મના શ્રીસદ્‌ગુરુ ઉપદિષ્ટ સ્વરૂપનો, પવિત્ર. મનોજ્ઞ, ઉપદ્રવ કરનારાં જંતુઓથી ને પ્રાણીઓથી રહિત ને નિર્જન સ્થાનમાં, પોતાના પવિત્ર, કોમલ ને સ્થિર આસન પર બેસી, કોઇપણ પ્રકારના સંશયવિના દૃઢતાપૂર્વક શુદ્ધ મને, પરમ પ્રેમથી, તેલની ધારાની માફક, અન્ય વૃત્તિઓના અંતરાયવિના, નિરંતર વિચાર કર્યા કરવો અથવા બ્રહ્મના સ્વરૂપનું ધ્યાન કરવું તે બ્રહ્મધ્યાન, બ્રહ્મવિચાર વા નિદિધ્યાસન કહેવાય છે.

## અધિકારી

શાસ્ત્રોક્ત નિષ્કામ કર્મો વડે અને પોતાના શ્રીસદ્‌ગુરુની પૂર્ણ પ્રેમથી નિષ્કપટભાવે કરેલી સર્વ પ્રકારની સેવા વડે જેમણે પોતાના અંતઃકરણને પવિત્ર કર્યું છે, જેમણે પોતાના શ્રીસદ્‌ગુરુનું કે સગુણબ્રહ્મનું આદર પૂર્વક નિરંતર ધ્યાન કરી, પોતાના અંતઃકરણની દીર્ઘકાળની ચંચળતા ઘણે અંશે દૂર કરી છે, અથવા જેમણે કોઈ શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ સમર્થ સદ્‌ગુરુનું વિધિવત્ શરણ ગ્રહણ કરી, તેમની પાસેથી વિધિવત વેદાંતનું વા તેમણે કરેલા ઉપદેશનું શ્રવણ કર્યું છે,

અને જેમણે વેદાંતના પરમોપયોગી વિષયોનું આદરપૂર્વક એકાંતમાં દીર્ઘકાળ મનન કર્યું છે તેઓ આ નિદિધ્યાસનના મુખ્યાધિકારી ગણાય છે.

## ધ્યાન બે પ્રકારનું છે

(૧) સગુણ સ્વરૂપનું ધ્યાન :-

જેમનાં અંતઃકરણો રસપ્રધાન હોવાથી જેઓ પરમાત્માના સગુણસ્વરૂપમાં પરમાનુરાગવાળા થઈ તેમના ધ્યાનમાં રત થયા છે તેમને તેમના તેવા ધ્યાનના પરિપાકવડે તેમના ઇષ્ટદેવની કૃપાથી તેમના સ્વરૂપનો સ્પષ્ટ સાક્ષાત્કાર થશે. પછી તેઓશ્રીના ઉપદેશવડે ને તેઓશ્રીની કૃપાવડે તેમને તેઓશ્રીના વાસ્તવિક સ્વરૂપનો એટલે નિર્ગુણ બ્રહ્મનો સ્પષ્ટ સાક્ષાત્કાર થવાથી તેઓ કૃતાર્થ થશે.

(૨) નિર્ગુણ સ્વરૂપનું ધ્યાન (નિદિધ્યાસન) :—

માયાથી એટલે સત્વાદિ ત્રણ ગુણોથી ને તેના ધર્મોથી રહિત જે સર્વવ્યાપક ચેતન તે નિર્ગુણ બ્રહ્મ, બ્રહ્મ વા પરબ્રહ્મ કહેવાય છે. નિગુર્ણ બ્રહ્મનું ધ્યાન કરનારાએ નીચે જણાવેલા તેર પ્રકારના વિચારમાંનો, કોઇ એક વિચાર જે પોતાના અંતઃકરણને વધારે અનુકૂલ આવે તે સારીરીતે સમજી બ્રહ્મનો દૃઢ સાક્ષાત્કાર ન થાય ત્યાં સુધી પ્રાતઃકાલે ને સાયંકાલે કોઇ પવિત્ર એકાંતસ્થળમાં પૂર્વ કે ઉત્તરાભિમુખે ઊનાદિના પવિત્ર આસનપર સુખાસને બેસી પોતાના

શરીર, ઇંદ્રિયોને અંતઃકરણના બાહ્ય વેગોને શાંત કરવા. પશ્ચાત્ પોતાના શ્રીસદ્ગુરુનું પ્રેમપૂર્વક સ્મરણ કરી તેમને બહુ માનપૂર્વક ત્રણવાર નમન કરવું, અને સર્વ પ્રકારના વિઘ્નોથી રક્ષણ કરવા પ્રાર્થના કરવી. પશ્ચાત્ પોતાને અનુકૂલ બ્રહ્મવિચારમાં મધ્યમાવાણી ને મનને જોડવાં. આ વેળાએ અંતઃકરણની વૃત્તિ મૂલાધારાદિ ચક્રોમાં થઈને બ્રહ્મરંધ્રમાં આવી અંતરાત્માથી અભિન્ન બ્રહ્મમાં એકાગ્ર થવાનો પ્રયત્ન કરે છે એમ ધારવું. જાગ્રદવસ્થાના સર્વકાલમાં પણ કાંઇક અંશે આ પ્રયત્ન ચાલુ રાખવો જોઈએ. આરંભમાં પોતાની મધ્યમાવાણીવડે તે વિચારના સારભૂત શબ્દો બોલ્યા કરવા ને પોતાના અંતઃકરણની વૃત્તિને તે શબ્દોવડે પ્રતિપાદ્ય વિષયને આકારે કરવાનો પ્રયત્ન કરવો. આવો પ્રયત્ન ચાલુ રાખવાથી તે શબ્દોના ઉચ્ચાર ક્રમથી શાંત થવા લાગે છે, અને અંતઃકરણની વૃત્તિ આત્માથી અભિન્ન બ્રહ્મમાં એકાગ્ર થવા લાગે છે. એ એકાગ્રતા વધતાં અંતઃકરણની વૃત્તિ આવરણનો ભંગ કરી સ્વયં પ્રકાશ બ્રહ્મનો સ્પષ્ટ અનુભવ કરે છે. અભ્યાસવેળા મૂલાધાર, મણિપૂર, હૃત્પદ્મ ને વિશુદ્ધ એ ચક્રોને બરડાની કરોડભણી સાધારણ બલથી સંકોચી રાખવાં કે જેથી પોતાનું શરીર ભારે ન જણાય, તથા બ્રહ્મરંધ્રમાં રોકેલું મન નીચે ઉતરી ન જાય.

## નિર્ગુણ બ્રહ્મધ્યાન વા નિદિધ્યાસનમાં ઉપયોગી તેર પ્રકારના વિચારો

૧ સ્થૂલ, સૂક્ષ્મ ને કારણ શરીરની અંતર રહીને તેમને જે

તત્ત્વ પ્રકાશે છે તે આત્મા વા દ્રષ્ટા વા સાક્ષી વા કૂટસ્થ કહેવાય છે, અને તેનો સર્વ વ્યાપક બ્રહ્મથી સર્વદા અભેદ છે, આ નિશ્ચયને આરૂઢ કરી "હું અંતરાત્માથી અભિન્ન બ્રહ્મ છું" આવા ઉચ્ચારણમાં પોતાની મધ્યમા વાણીને અને આવા ચિંતનમાં પોતાના અંતઃકરણને તેવો સ્પષ્ટ અનુભવ થાય ત્યાંસુધી જોડયાં કરવાં.

પ્રતીત થતા સર્વ ભૌતિક પદાર્થો પાંચ ભૂતોમાંથી ઉત્પન્ન થયેલા હોવાથી પાંચ ભૂતો રૂપજ છે. પૃથિવી જલથી, જલ તેજથી, તેજ વાયુથી, વાયુ આકાશથી અને આકાશ તેના કારણ માયાથી ભિન્ન નથી, અને માયા પોતાના અધિષ્ઠાન બ્રહ્મથી ભિન્ન નથી. સર્વ પ્રાણીઓનાં સ્થૂલ સૂક્ષ્મ શરીરો પણ માયા દ્વારા બ્રહ્મમાં કલ્પિત છે. આ નિશ્ચયને હૃદયમાં સુસ્થિર કરી, "હું માયાના અધિષ્ઠાનરૂપ બ્રહ્મ છું," આવા સ્મરણમાં ને ચિંતનમાં પોતાની મધ્યમા વાણીને અને મનને બ્રહ્મનો અભેદભાવે સુસ્પષ્ટ અનુભવ થતાં સુધી જોડયા કરવાં.

અન્નમયકોશથી પ્રાણમયકોશ, પ્રાણમયકોશથી મનોમયકોશ, મનોમયકોશથી વિજ્ઞાનમયકોશ, ને વિજ્ઞાનમયકોશથી આનંદમયકોશ ઉત્તરોત્તર સૂક્ષ્મ છે. આનંદમયાદિ પાંચ કોશો અંતરાત્મામાં કલ્પિત હોવાથી અંતરાત્માથી ભિન્ન નથી. ઈશ્વરના પાંચ કોશો પણ તેના અધિષ્ઠાન બ્રહ્મથી ભિન્ન નથી તેથી આત્મા ને બ્રહ્મ બંને પાંચ કોશોથી પર છે. આવી રીતે આત્મા પાંચ કોશોથી

ભિન્ન છે ને તેનો બ્રહ્મથી સર્વદાજ અભેદ છે. આ નિશ્ચયને હૃદયમાં સુસ્થિર કરી "હું પાંચ કોશોથી પર બ્રહ્મ છું." આવા સ્મરણ ધ્યાનમાં પોતાનાં મનવાણીને બ્રહ્મના નિરાવરણ અનુભવવડે કૃતાર્થ થતાં સુધી જોડયા કરવાં.

ઈશ્વરકૃતદ્વૈત પારમાર્થિક દૃષ્ટિએ મિથ્યા હોવાથી અદ્વૈત બ્રહ્મના જ્ઞાનમાં તે વિરોધ કરતું નથી. જીવકૃતદ્વૈત હું ને મારુંના અહંકારના સદ્ભાવથી બંધન કરનારૂં થાય છે માટે મુમુક્ષુએ પોતાના અસંગ આત્મસ્વરૂપનો વારંવાર આદર પૂર્વક વિચાર કરી, જીવકૃત કલ્પિત દ્વૈતનો બ્રહ્મથી અભિન્ન પોતાના આત્મામાં ત્રણે કાલમાં સદ્ભાવ નથી એમ નિશ્ચય કરવો. પછી "હું વાસના-રહિત અસંગ આત્મા છું" આવું ઉચ્ચારણ ને ચિંતન પોતાના મનમાં અસંગ આત્માનું સ્ફુરણ સ્વાભાવિક થઈ જાય ત્યાં સુધી કર્યા કરવું.

'તે બ્રહ્મ તું છે,' 'આત્મા બ્રહ્મ છે,' 'આ સર્વ નિશ્ચય બ્રહ્મ છે,' આવાં વેદ વચનો મારાં ત્રણ શરીરોની અંતર રહેલા આત્માને બ્રહ્મજ કહે છે તેથી હું વસ્તુ-તાએ બ્રહ્મજ છું આવો સુદૃઢ નિશ્ચય કરી "હું બ્રહ્મ છું" આવું ઉચ્ચારણ ને ચિંતન બ્રહ્મનો સુદૃઢ અનુભવ થતાં સુધી સતત કર્યા કરવાં.

તેમ મારા અંતઃકરણની વાસનાવડે ચિદાકાશમાં મને આ કલ્પિત જગત્ પ્રતીત થાય છે એવો દૃઢ નિશ્ચય કરી "હું ચિદાકાશ છું" આવું ઉચ્ચારણ ને ધ્યાન પોતાના ચિદાકાશ સ્વરૂપનો સુસ્પષ્ટ અનુભવ થતાં સુધી કર્યા કરવાં.

૭ જીવરૂપ ભોક્તા, શબ્દાદિ વિષયો ને તેનાં સાધનો મારા આત્મસ્વરૂપમાં કલ્પિત છે, હું તો સર્વદા અસંગ, પરમશાંત, ઈચ્છારહિત ને નિત્ય તૃપ્ત છું આવો સુદૃઢ નિશ્ચય કરી "હું નિત્ય તૃપ્ત છું" આવું ઉચ્ચારણ ને ધ્યાન પોતાના નિત્ય તૃપ્ત સ્વરૂપનો દૃઢ અનુભવ થતાં સુધી મોક્ષ સાધકે સતત કર્યા કરવાં.

૮ જેમ નાટકશાળામાં રહેલો મણિમય દીપક ત્યાં રહેલા રાજા, સભ્યો, નાચ કરનારી ઈત્યાદિને અવિકારી રહીને પ્રકાશે છે તેમ હું આત્મા, અહંકારને, વિષયોને, બુદ્ધિને ને ઇંદ્રિયોને અવિકારી રહીને પ્રકાશું છું આવો સુદૃઢ નિશ્ચય કરી "હું સર્વદા અવિકારી છું" આવું ઉચ્ચારણ ને ધ્યાન પોતાના સર્વદા અવિકારી સ્વરૂપનો સુદૃઢ સાક્ષાત્કાર થતાં સુધી કર્યા કરવાં.

૯ મારાં અંતઃકરણની સુષુપ્તિ અવસ્થામાં અને મારું શરીર, ઇંદ્રિયોને અંતઃકરણ મૂઢતા ને વિક્ષેપરૂપ ચિત્તની અવસ્થાઓથી રહિત શાંત હોય ત્યારે મને જે આનંદ

અનુભવાય છે તે આનંદના હેતુભૂત જે નિરૂપાધિક અખંડાનંદ છે તે મારું વાસ્તવિક સ્વરૂપ છે આવો અડગ નિશ્ચય કરી "હું પરમાનંદરૂપ છુ" આવા ઉચ્ચારણમાં ને ધ્યાનમાં પોતાના વાણીમનને તેવો સુદૃઢ અનુભવ થતાં સુધી આદરપૂર્વક જોડયાં કરવાં.

૧૦ જે જે અનુકૂલ પ્રાણિપદાર્થ મને પ્રિય જણાય છે તે તે પ્રાણિપદાર્થ મારા આત્માને માટે જ પ્રિય જણાય છે તેથી જે આત્માને માટે મને તે પ્રિય જણાય છે તે મારો આત્મા જ પરમ પ્રિય છે એમ પરિપૂર્ણરીતે નક્કી કરી "આત્મા જ પરમપ્રિય છે" એવો અચલ નિશ્ચય કરી તેવા ઉચ્ચારમાં ને ધ્યાનમાં પોતાનાં મનવાણીને જોડી પોતાના અંતઃકરણને આત્માના પરમ પ્રિયપણાનો સુસ્પષ્ટ અનુભવ થતાં સુધી આદરપૂર્વક જોડયાં કરવાં.

૧૧ આ સમગ્ર જગત્ અને તેનું કારણ માયા, બ્રહ્મના વિવર્તરૂપ હોવાથી અદ્વૈતાનંદરૂપ બ્રહ્મથી લગારપણ ભિન્ન નથી આમ અદ્વૈતાનંદરૂપ બ્રહ્મનો સુદૃઢ નિશ્ચય કરી "હું અદ્વૈતાનંદરૂપ બ્રહ્મ છુ" આવા ઉચ્ચારણમાં ને ચિંતનમાં પોતાના મનવાણીને એવો દૃઢ અનુભવ થતાં સુધી ભાવપૂર્વક જોડયાં કરવાં.

૧૨ સર્વમાં સાક્ષિરૂપે રહેલા બ્રહ્મથી અભિન્ન પોતાના આત્માનું ભાન થવાથી, આત્મામાં ત્રિવિધ દુઃખોનો અભાવ જણાય છે, સર્વવિષયોની એક સાથે પ્રાપ્તિ થયેલી અનુભવાય

છે, અને કાંઇ પ્રાપ્તવ્ય અવશેષ ન રહેવાથી સર્વ પ્રાસંગો પ્રાપ્ત થયાનું ને સર્વ કર્તવ્યોની અવધિ આવી ગયાનું ભાન થાય છે, માટે આ બ્રહ્મથી અભિન્ન આત્મા સર્વદા કૃતાર્થ છે આવો વિચાર સુસ્થિર કરી, "હું કૃતાર્થ છુ" આવા ઉચ્ચાર ને ધ્યાનમાં પોતાનાં મનવાણી ને પોતાના કૃતાર્થપણાનું ભાન સ્પષ્ટ થતાં સુધી આદરપૂર્વક જોડયાં કરવાં.

૧૩ પાષાણાદિ જડમાં બ્રહ્મને સદ્રૂપે વિચારવું, ઘોર ને મૂઢ વૃત્તિઓમાં બ્રહ્મને સદ્રૂપ ને ચિદ્રૂપે વિચારવું, અને શાંત વૃત્તિઓમાં બ્રહ્મને સત્ ચિદ્ ને આનંદરૂપે વિચારવું. અસત્તા, જડતા ને મૂઢતા એ માયાના સ્વભાવોરૂપ ઉપાધિનો વિવેકવડે ત્યાગ કરી શુદ્ધ બ્રહ્મના સ્વરૂપનો નિર્ણય કરી "હું નિરુપાધિક બ્રહ્મ છુ" આવા ઉચ્ચારમાં ને ધ્યાનમાં પોતાનાં મનવાણીને નિરૂપાધિક બ્રહ્મ સ્વરૂપનો પોતાને સ્પષ્ટ અનુભવ થાય ત્યાં સુધી આદરપૂર્વક જોડયા કરવાં.

## નિદિધ્યાસનનું ફળ

દીર્ઘકાલ, નિરંતર, સત્કારપૂર્વક નિદિધ્યાસનનું અનુષ્ઠાન ચાલુ રાખવાથી ને મોક્ષ સાધકોના ૧ પાંચ કલેશોની નિવૃત્તિ થવાથી, ૨ લયાદિચાર દોષોનો નાશ થવાથી અને ૩ ભૂત વર્તમાન પ્રતિબંધો દૂર થવાથી તેને બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન

અથવા બ્રહ્મનો દૃઢ સાક્ષાત્કાર થાય છે. આવા બ્રહ્મના દૃઢ સાક્ષાત્કારને ૪ આત્યંતિક પ્રલય પણ કહેવામાં આવે છે.

## ૧ પાંચ કલેશો

૧ અવિદ્યા :– જે વસ્તુ વાસ્તવિક રીતે જે રૂપ નથી તેમાં તે મિથ્યા વસ્તુની ભ્રાંતિ થવી તે અવિદ્યા. જેમ કે દેહાદિમાં આત્માની ભ્રાંતિ.

૨ અસ્મિતા :– અવિદ્યાના અંશની સાથે વા અંતઃકરણની સાથે આત્માની ભ્રાંતિને અસ્મિતા, વા ચિજ્જડની ગ્રંથી કહેવામાં આવે છે.

૩ રાગ :– વિષયસુખમાં અને તેનાં સ્ત્રી ધનાદિ સાધનોમાં જે ઘાટી પ્રીતિ તે રાગ કહેવાય છે.

૪ દ્વેષ :– પ્રતિકૂલ પ્રાણિપદાર્થપર તેના દુઃખદપણાના સ્મરણપૂર્વક તેનું વૈર વાળવા માટે મનુષ્યના અંતઃકરણમાં પરિતાપનો અનુભવ કરાવનારી જે વૃત્તિ ઉપજે છે તે ક્રોધ વા દ્વેષ કહેવાય છે.

૫ અભિનિવેશ :– મરણનું અંતઃકરણમાં રહેલું જે ભય તે અભિનિવેશ કહેવાય છે.

## ૨ લયાદિ ચાર દોષો

૧ લય :– અંતઃકરણમાં તમોગુણની વૃદ્ધિવડે તેની સ્થૂલતા થવાથી તે નિદ્રા જેવી સ્થિતિને પ્રાપ્ત થાય તે લયદોષ

કહેવાય છે. ચિત્તમાં ઉપજેલી જડતાદિના પરિત્યાગવડે ચિત્તને જાગ્રત્ કરવાથી આ દોષ દૂર થાય છે.

૨ વિક્ષેપ :— બ્રહ્મવિચારમાં જોડેલું ચિત્ત તે કર્તવ્યમાં નહિ જોડાઇ રહેતાં અન્ય શુભાશુભ વિષયોને આકારે થવા લાગે તે વિક્ષેપદોષ કહેવાય છે. વિષયોમાં દોષ દર્શન કરવારૂપ વૈરાગ્યવડે ચિત્તને શાંત કરી તેને અંતર્મુખ કરવાથી આ દોષ દૂર થાય છે.

૩ કષાય :— અંતઃકરણમાં રહેલા રાગદ્વેષના તીવ્ર સંસ્કારો તેને બ્રહ્મધ્યાનમાં જોડાવા ન દે તે કષાય દોષ કહેવાય છે. રાગાદિ વાસના બ્રહ્મરૂપ અખંડ વસ્તુને પ્રાપ્ત કરનારી ન હોવાથી ત્યજવા યોગ્ય છે, આવા વિચાર કરવાથી તે ચિત્ત વાસના વિનાનું થઈ બ્રહ્માકાર થાય છે.

૪ રસાસ્વાદઃ— સાકાર બ્રહ્મના ધ્યાનમાં વા નિદિધ્યાસનની પ્રારંભાવસ્થામાં કે મધ્યાવસ્થામાં પ્રીતિ ઉપજાવી ચિત્તને ત્યાં જ વિરામ પમાડી બ્રહ્મ સાક્ષાત્કાર સુધી ન પહોંચવા દે તે રસાસ્વાદ દોષ કહેવાય છે. ચિત્તને ઉપરની ભૂમિકાનું માહાત્મ્ય ને વર્તમાન ભૂમિકાનું ઊતરતાપણું સમજાવી તેને પુનઃ બ્રહ્મવિચારમાં જોડવાથી આ દોષ દૂર થાય છે.

### ૩ આત્માના સ્વરૂપના જ્ઞાનના પ્રતિબંધક ત્રણ પ્રકારના છે.

૧ ભૂત પ્રતિબંધકઃ- પૂર્વે ભોગવેલા વિષયોનું વારેવારે સ્મરણ થવું તે ભૂત પ્રતિબંધક કહેવાય છે.

૨ વર્તમાન પ્રતિબંધકઃ- વર્તમાનકાળમાં તત્ત્વના સાક્ષાત્કારમાં જે પ્રતિબંધ કરે તે વર્તમાન પ્રતિબંધક.

૩ ભાવિ પ્રતિબંધકઃ- એક અથવા વધારે જન્મ આપે તેવા પ્રારબ્ધનું વિદ્યમાન હોવું તે ભાવિ પ્રતિબંધક કહેવાય છે.

## વર્તમાન પ્રતિબંધકના ચાર પ્રકાર છે.

૧ બુદ્ધિનું મંદપણું :- શ્રવણ કરવામાં આવતા વિષયોને સમજવાનું ને ગ્રહણ ધારણ કરવાનું બુદ્ધિનું જે અસામર્થ્ય તે બુદ્ધિનું મંદપણું કહેવાય છે. આ પ્રતિબંધને દૂર કરવા જિજ્ઞાસુ મનુષ્યે પોતાના શ્રી સદ્ગુરુની બહુ ભાવપૂર્વક સેવા કરવી, ને તેમના તથા અન્ય શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ પુરુષોના બ્રહ્મોપદેશનું વારંવાર આદર પૂર્વક શ્રવણ કરવું.

૨ વિષયાસક્તિઃ- વિષયોમાં ઘાટી પ્રીતિ, વૈરાગ્ય, શમ અને દમના સુદૃઢ અભ્યાસથી વિષયાસક્તિની નિવૃત્તિ થાય છે.

૩ કુતર્કઃ- શ્રુતિઓથી, સ્મૃતિઓથી ને બ્રહ્મજ્ઞ પુરૂષોના અનુભવથી વિરૂદ્ધ તર્કો કર્યા કરવાનો કોઇ શ્રોતાના અંતઃકરણમાં રહેલો જે પ્રારબ્ધકર્મ જન્ય દોષ તે કુતર્ક નામનો વર્તમાન પ્રતિબંધક કહેવાય છે. શ્રી સદ્ગુરુના

ઉપદેશનું વારંવાર આદર પૂર્વક મનન કરવાથી આ દોષની નિવૃત્તિ થાય છે.

૪ વિપર્યયમાં દુરાગ્રહ:– સ્થૂલ શરીરથી અહંકાર સુધીના જડ પદાર્થોમાં આત્માની ભ્રાંતિ, અને પ્રતીત થતા જગતમાં સત્યપણાની ભ્રાંતિ તે વિપર્યય કહેવાય છે. વિપર્યયમાં ખોટો આગ્રહ તે વિપર્યયમાં દુરાગ્રહ નિદિધ્યાસન રૂપ બ્રહ્મવિચારથી અથવા બ્રહ્મધ્યાનથી આ પ્રતિબંધ દૂર કરી શકાય છે.

## ૪ પ્રલય ચાર પ્રકારના છે

૧ નિત્ય પ્રલય:– નિત્ય ક્ષણે ક્ષણે મનુષ્યાદિ પ્રાણીઓનો નાશ થાય છે, અથવા જીવોને નિત્ય જે સુષુપ્તિ થાય છે તે નિત્ય પ્રલય કહેવાય છે.

૨ નૈમિત્તિક પ્રલય:– બ્રહ્માનો દિવસ પૂરો થવાથી ત્રણ લોકનો જે નાશ થાય છે તે નૈમિત્તિક પ્રલય કહેવાય છે. ભૂર્લોક, ભુવર્લોક (અંતરિક્ષલોક) ને સ્વર્લોક (સ્વર્ગલોક,) એ ત્રણ લોકનાં નામો છે. એ ત્રણ લોક બ્રહ્મા જ્યારે જાગતા હોય ત્યારે હોય છે, અને બ્રહ્મા જ્યારે પોતાનો દિવસ પૂરો થયે શયન કરે છે ત્યારે નાશ પામે છે.

૩ પ્રાકૃત પ્રલય:– બ્રહ્માનું આયુષ પૂરું થયે પ્રકૃતિનાં સર્વે કાર્યો પ્રકૃતિમાં લય પામે છે તે પ્રાકૃત પ્રલય.

૪ આત્યંતિક પ્રલયઃ– આત્મજ્ઞાનીને માયા ને માયાનાં કાર્યોનો સુદૃઢ બોધ થાય તે આત્યંતિક પ્રલય કહેવાય છે.

સમાધિ, સંયમઃ– નિદિધ્યાસનો પરિપાક તે સમાધિ કહેવાય છે, અથવા વ્યુત્થાન સંસ્કારનો અભિભવ અને નિરોધ સંસ્કારનો પ્રાદુર્ભાવ થયે અને ચિત્તનું જે એકાગ્રતા રૂપ પરિણામ થાય તે સમાધિ કહેવાય છે.

સુષુપ્તિમાં ચિત્તવૃત્તિનો અજ્ઞાનમાં લય થયો હોય છે, જ્યારે સમાધિમાં નહિ જણાયેલી એવી નિર્મલ વૃત્તિનો ધ્યેયાકારે સદ્ભાવ હોય છે.

## સમાધિના બે પ્રકાર છે

૧ સવિકલ્પઃ– જ્ઞાતા, જ્ઞાનને જ્ઞેયરૂપ ત્રિપુટીના લય વિના અદ્વિતીય બ્રહ્મમાં તેને આકારે થયેલી ચિત્તવૃત્તિની જે સ્થિતિ તે સવિકલ્પ સમાધિ કહેવાય છે.

૨ નિર્વિકલ્પઃ– જ્ઞાતા, જ્ઞાન ને જ્ઞેયરૂપ ત્રિપુટીના લય પૂર્વક અદ્વિતીય બ્રહ્મમાં તે વસ્તુને આકારે થયેલી બુદ્ધિવૃત્તિની જે સ્થિતિ તે નિર્વિકલ્પ સમાધિ કહેવાય છે.

## સવિકલ્પસમાધિના બે પ્રકાર છે:

૧ શબ્દાનુવિદ્ધ :– કોઇપણ બ્રહ્મબોધક શબ્દના સૂક્ષ્મ ઉચ્ચારણપૂર્વક પોતાના અંતઃકરણને બ્રહ્મમાં જોડયા કરવું તે.

૨ શબ્દાનનુવિદ્ધ :- તેવા ઉચ્ચારણ વિના બ્રહ્મમાં પોતાના અંતઃકરણને જોડયા કરવું તે.

## નિર્વિકલ્પ સમાધિના બે પ્રકાર છે

૧ દશ્યાનુવિદ્ધ :- કોઇપણ પૂજ્યને પવિત્ર દશ્યવસ્તુને (સદ્ગુરુદેવને)બ્રહ્મ સમજી તેને આકારે પોતાનાં અંતઃકરણની વૃત્તિ કર્યા કરવી તે.

૨ દશ્યાનનુવિદ્ધ :- તેવી કોઈ દશ્યવસ્તુના અધિષ્ઠાનમાં પોતાનાં અંતઃકરણને સુસ્થિર કર્યા કરવું તે.

## નિર્વિકલ્પ સમાધિનાં સાધનો

૧ બહિરંગ સાધનો.

(૧) યમ :- હિંસાદિનિષિદ્ધ કર્મોથી રોકનાર. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્યને અપરિગ્રહ આ પાંચ યમ કહેવાય છે.

(૨) નિયમ :- અંતઃકરણને સકામકર્મથી નિવૃત્ત કરી, નિષ્કામ કર્મમાં જોડનાર. શૌચ (આંતરબાહ્ય), સંતોષ, તપ, સ્વાધ્યાય ને ઈશ્વરપ્રણિધાન આ પાંચ નિયમ કહેવાય છે.

(૩) આસન :- મનને દુઃખ ન જણાય અને શરીર સ્થિર રહે એવી સ્થિતિ કરવી તે આસન કહેવાય છે. સિદ્ધ, પદ્મ ને સ્વસ્તિક એ ત્રણ આસનો યોગાભ્યાસીને વિશેષ ઉપયોગી છે.

(૪) પ્રાણાયામ :– પ્રાણાપાનની ગતિને યોગશાસ્ત્રોક્ત રીતે રોકવી તે પ્રાણાયામ કહેવાય છે. બ્રહ્મધારણાદિના અભ્યાસ કરનારને, અનુલોમવિલોમ પ્રાણાયમ ને ભસ્ત્રિકાપ્રાણાયામ ઉપકારક છે.

(૫) પ્રત્યાહાર :– શ્રોત્રાદિ ઇંદ્રિયોનું પોતપોતાના શબ્દાદિ-વિષયોથી પાષાણપર ફેંકેલા શરસમૂહની પેઠે હૃદયાકાશ ભણી પાછા વળવું તે પ્રત્યાહાર કહેવાય છે.

૨ અંતરંગ સાધનો :–

(૧) ધારણા :– અદ્વિતીય બ્રહ્મમાં ચિત્તવૃત્તિને સ્થાપવાનો પ્રયત્ન તે ધારણા કહેવાય છે.

(૨) ધ્યાન :– અભ્યાસીનું અંતઃકરણ વિશેષસમય ધ્યેયાકાર રહેવા લાગે તે ધ્યાન કહેવાય છે.

(૩) સવિકલ્પ સમાધિ:– ધ્યાનાભ્યાસના પરિપાકથી સમાધિનો લાભ થાય છે અને તે કાલે ધ્યેયની જ વિશેષ સ્ફુર્તિ હોય છે.

ચિત્તની આ અવસ્થાને એકાગ્રતા કહેવામાં આવે છે અને આજ સવિકલ્પ સમાધિ કે સંપ્રજ્ઞાતયોગ છે.

## ચિત્તની પાંચ અવસ્થાઓ છે

૧ ક્ષિપ્તઃ– જે અવસ્થામ. ચિત્તની વૃત્તિઓ અનેક સાંસારિક વિષયોમાં ભ્રમણ કરે છે તે ક્ષિપ્ત અવસ્થા કહેવાય છે. વિષયી પુરુષોનાં ચિત્ત ક્ષિપ્ત કહેવાય છે.

૨ મૂઢઃ– તમોગુણની અત્યંત વૃદ્ધિથી વિચાર વિના ક્રોધાદિ વડે વિરુદ્ધ કર્મોમાં પ્રવૃત્ત થતું ચિત્ત તથા નિદ્રા વૃત્તિ યુક્ત થયેલું ચિત્ત મૂઢ કહેવાય છે.

૩ વિક્ષિપ્ત :– સત્વગુણના આવિર્ભાવથી કોઈ વેળા સ્વલ્પ-કાલ સ્થિર રહેતું ચિત્ત વિક્ષિપ્ત કહેવાય છે.

૪ એકાગ્ર :– ચિત્ત શુદ્ધ સાત્ત્વિક થવાથી જ્યારે એક જ વિષયમાં લાંબા સમય સુધી વાયુ વિનાના સ્થાનમાં રહેલા દીપકની પેઠે સ્થિર થઇ રહે છે ત્યારે તે એકાગ્ર કહેવાય છે. આ અવસ્થાને જ સંપ્રજ્ઞાતયોગ કિંવા સવિકલ્પ સમાધિ વા સાલંબનયોગ કિંવા સબીજ યોગ કહેવામાં આવે છે.

૫ નિરુદ્ધ :– ત્રિપુટીના ભાન રહિત અદ્વિતીય બ્રહ્મમાં જે ચિત્તની સ્થિતિ તે નિરુદ્ધાવસ્થા કહેવાય છે. આ અવ-સ્થાને જ અસંપ્રજ્ઞાતયોગ કિંવા નિર્વિકલ્પ સમાધિ કિંવા નિરાલંબ યોગ કિંવા નિર્બીજ યોગ કહેવામાં આવે છે.

ચિત્તની અનાત્માકાર વૃત્તિઓના નિરોધને રાજયોગ કહેવામાં આવે છે, અને તેનો મુખ્યાર્થ તો અસંપ્રજ્ઞાતયોગ છે. વેદાંત સિદ્ધાંતના રાજયોગના પંદર અંગો છે. તેમનાં લક્ષણો વેદાંતસિદ્ધાંતાનુસાર નીચે પ્રમાણે છે :–

૧ યમ :– ઇંદ્રિયોને વિષયોમાં દોષ દર્શન કરાવી રોકવી તે યમ કહેવાય છે.

૨ નિયમ :— સજાતીય પ્રવાહને ચાલવા દઇ વિજાતીય પ્રવાહને દોષબુદ્ધિથી રોકવો તે નિયમ કહેવાય છે.

૩ ત્યાગ :— નામ રૂપાત્મક સર્વ પ્રપંચની ઉપેક્ષા કરવી તે ત્યાગ કહેવાય છે.

૪ મૌન :— મનવાણીનો અવિષય છતાં યોગીજનોને અનુભવ ગમ્ય થાય છે તે બ્રહ્મ જ મૌન છે.

૫ વિજનદેશ :— પ્રાણિપદાર્થના અત્યંતાભાવવાળા આત્મામાંજ ચિત્તસ્થિરતા તે વિજનદેશમાં સ્થિતિ કહેવાય છે.

૬ કાલ :—

| | |
|---|---|
| બે પરમાણુ=૧ અણુ | ૩૦ કાષ્ઠા=૧ કલા |
| ત્રણ અણુ=૧ ત્રસરેણુ | ૩૦ કલા=૧ ક્ષણ વા પલ |
| ત્રણ ત્રસરેણુ=૧ ત્રુટી | ૬૦ ક્ષણ=૧ ઘડી |
| ૧૦૦ ત્રુટી=૧ વેધ | ૬૦ ઘડી=૧ અહોરાત્ર |
| ૩ વેધ=૧ લવ | ૩૬૦ અહોરાત્ર=૧ વર્ષ |
| ૩ લવ=૧ નિમેષ | ૧૭,૨૮,૦૦૦ વર્ષો=સત્યયુગ |
| ૧૮=નિમેષ ૧ કાષ્ઠા | ૧૨,૯૬,૦૦૦ વર્ષો=ત્રેતાયુગ |

૮,૬૪૦૦૦ વર્ષો = દ્વાપરયુગ

૪,૩૨૦૦૦ વર્ષો = કલિયુગ

૪૩,૨૦,૦૦૦ વર્ષો = ૪ યુગ (૧ મહાયુગ)

૧૦૦૦ મહાયુગ = બ્રહ્માનો દિવસ

૧૦૦૦ મહાયુગ = બ્રહ્માની રાત્રિ

૨૦૦૦ મહાયુગ = બ્રહ્માનું ૧ અહોરાત્ર=૧ કલ્પ

બ્રહ્માના ૩૬૦૦૦ અહોરાત્ર=બ્રહ્માનું આયુષ્ય=૧ મહાકલ્પ

પરમાણુથી માંડીને બ્રહ્માદિ સર્વ ભૂતોનાં આયુષની ગણુનામાં આધારરૂપ હોવાથી અખંડાનંદ અદ્વિતીય બ્રહ્મજ કાલશબ્દવડે કહેવાય છે.

૭ આસન :– જે સુખરૂપ તથા સ્થિરરૂપ બ્રહ્મમાં સ્થિતિ કરવાથી કર્તવ્યાકર્તવ્યની ચિંતાનો લેશ પણ રહેતો નથી તે બ્રહ્મજ સિદ્ધાસન કહેવાય છે.

૮ મૂલબંધ :– ચિત્તને બંધનું કારણ જે મૂલાજ્ઞાન તે પણ જેને આશરે રહેલું છે તે બ્રહ્મજ મૂલબંધ છે.

૯ દેહસામ્ય :– બ્રહ્મમાં આરોપિત અંગોનો બ્રહ્મમાં લય કરવો એજ દેહસામ્ય છે.

૧૦ સ્થિર દૃષ્ટિ :– દૃષ્ટિ, દર્શન, અને દૃશ્યરૂપ ત્રિપુટીનો જેમાં લય થાય છે તેમાં ચિત્તવૃત્તિને સ્થિર કરવી તે સ્થિરદૃષ્ટિ કહેવાય છે.

૧૧ પ્રાણાયામ :– ચિત્તાદિ સર્વ વસ્તુઓમાં બ્રહ્મપણાની ભાવના કરી સર્વ ચિત્તવૃત્તિઓનો નિરોધ કરવો તે પ્રાણાયામ કહેવાય છે.

૧૨ પ્રત્યાહાર :– કલ્પિત નામરૂપના ત્યાગપૂર્વક આત્મ સ્વરૂપની ભાવનાવડે મનને આત્મસ્વરૂપમાંજ લીન કરવું તે પ્રત્યાહાર કહેવાય છે.

૧૩ ધારણા:– મિથ્યા નામ રૂપની ઉપેક્ષા પૂર્વક સત્ય આત્માનું અનુસંધાન કરવું તે ધારણા કહેવાય છે.

૧૪ ધ્યાનઃ– "હું બ્રહ્મ છું," એવી અબાધિત અખંડાકાર વૃત્તિવડે દેહાદિના અનુસંધાન વિના સ્થિતિ કરવી તે ધ્યાન કહેવાય છે.

૧૫ સમાધિઃ– પ્રત્યગા ભિન્ન બ્રહ્મના આકારને પામેલી વૃત્તિવડે જે ધ્યાતા, ધ્યાન ને ધ્યેયરૂપ ત્રિપુટીનું વિસ્મરણ થાય છે તે જ્ઞાન નામનો સમાધિ કહેવાય છે.

## સંયમ

ધારણા ધ્યાનને સમાધિ એક વિષયમાં કરવાં તે સંયમ, યમ, નિયમાદિ યોગના આઠ અંગોનો પરિપાક થવાથી સમાધિના પરિપાક રૂપ સંયમમાં તે યોગીનું અંતઃકરણ પ્રવેશ કરી શકે છે. આત્મસંયમના અભ્યાસથી યોગીનું અંતઃકરણ આત્મ સ્વરૂપનો સાક્ષાત્કાર કરવાની વિશેષ યોગ્યતાવાળું થઈ સંપ્રજ્ઞાત યોગની પ્રાપ્તિ કરી શકે છે. સંપ્રજ્ઞાત યોગની પ્રાપ્તિ થવાથી તેને આત્મ સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે, અને તે યોગી પુનરાવૃત્તિ રહિત **મોક્ષને** પામે છે. સંપ્રજ્ઞાતયોગથી માત્ર જ્ઞાનને પ્રતિબંધ કરનારાં પાપનો નાશ થાય છે, પણ સર્વ કર્મનો નાશ થતો નથી, તે તો અસંપ્રજ્ઞાત યોગથીજ થાય છે.

સંપ્રજ્ઞાત યોગનો અભ્યાસ ચાલુ રહેવાથી તે યોગીના ચિત્તમાં રહેલો સત્ત્વગુણ વિશેષ બલવાન્ થાય છે, તેનું અંતઃકરણ પરવૈરાગ્યવાળું થઈ અંતઃકરણની આત્માકાર વૃત્તિઓ

પણ નહિ જેવી થઈ જઇ અંતઃકરણ તે વૃત્તિઓના સંસ્કારવાળું રહે છે. અંતઃકરણની એ અવસ્થા **અસંપ્રજ્ઞાત યોગ** વા અંતઃકરણની સંસ્કારકાર શેષાવસ્થા કહેવાય છે. આવી સ્થિતિવાળા યોગી **જીવન્મુક્ત** કહેવાય છે, અને તેઓ **અસંસક્તિકા** નામની જ્ઞાનની પાંચમી ભૂમિકાને પ્રાપ્ત થયેલા હોય છે.

## ૧ મોક્ષ

ત્રિવિધ તાપની ઐકાંતિક તથા આત્યંતિક નિવૃત્તિ, ને પરમાનંદની નિત્ય પ્રાપ્તિ, તે **મોક્ષ** કહેવાય છે.

## મોક્ષના બે પ્રકાર છે.

૧ સદ્યોમોક્ષઃ- જ્ઞાનીને વર્તમાન જન્મમાં જ વિદેહ કૈવલ્ય રૂપ મોક્ષ થાય તે સદ્યામોક્ષ કહેવાય છે.

૨ ક્રમમોક્ષઃ- અહંગ્રહ ઉપાસના વડે બ્રહ્માના લોકમાં જઈ ત્યાંનાં સુખ ભોગવી બ્રહ્માનું વિદેહ કૈવલ્ય થયે ઉપાસક જે મોક્ષ પામે તે ક્રમમોક્ષ કહેવાય છે.

## ક્રમમોક્ષના ચાર પ્રકાર છે.

(૧) સાલોકય - પોતાના ઈષ્ટ દેવના લોકમાં જઇને રહેવું તે.

(૨) સામીપ્ય - પોતાના ઈષ્ટ દેવની સમીપમાં રહેવું તે.

(૩) સારૂપ્ય - પોતાના ઈષ્ટ દેવના જેવા રૂપને પામવું તે.

(૪) સાયુજ્ય – પોતાના ઈષ્ટ દેવના જેવા ઐશ્વર્યને (જગતની ઉત્પત્તિ, સ્થિતિ ને લય કરવાના ઐશ્વર્ય વિના) પામવું તે.

## ૨ જીવન્મુક્તિ

જ્ઞાનીને વર્તમાન જન્મમાંજ પાંચમી ભૂમિકા (અસંસક્તિકા) પ્રાપ્ત થવાથી જે મુક્તિ થાય તે જીવન્મુક્તિ કહેવાય છે, અને તેની દેહ પડયા પછી જે મુક્તિ થાય તે વિદેહમુક્તિ કહેવાય છે.

જીવન્મુક્તનાં લક્ષણો જાણવાની જેમને ઈચ્છા થાય તેમણે "શ્રી વિવેકભાસ્કર દ્વિતીય રશ્મિ" પાના ૨૩૦, થી ૨૫૦ જોવાં.

## ૩ જ્ઞાનની સાત ભૂમિકાઓ

જીવભાવમાંથી બ્રહ્મભાવને પામી બ્રહ્મરૂપે સ્થિતિ કરવા માટે જ્ઞાનની સાત ભૂમિકાઓ વા અવસ્થાઓ છે.

૧ શુભેચ્છાઃ– વિષયોમાં વૈરાગ્ય ઉપજી મોક્ષ મેળવવાની ઈચ્છા ઉપજે તે શુભેચ્છા કહેવાય છે.

૨ વિચારણાઃ– વિવેકાદી સાધન સંપાદન કરી શ્રી સદ્ગુરુનું વિધિવત્ શરણ ગ્રહણ કરી તેમની પાસેથી સત્શાસ્ત્રોનું શ્રવણ કરવું, તથા તેમણે ઉપદેશ કરેલા વિષયનું મનન કરવું તે વિચારણા કહેવાય છે.

૩ તનુ માનસા – મનને બ્રહ્મમાં રોકી તેના સ્થૂલ ભાવની નિવૃત્તિ કરી સૂક્ષ્મ કરવું તે તનુમાનસા કહેવાય છે.

૪ સત્ત્વાપત્તિ– સત્ત્વ,–આત્મ સ્વરૂપ, આપત્તિ–પ્રાપ્તિ. હાથમાં રાખેલા આમળાની પેઠે પોતાના આત્મ સ્વરૂપનો પ્રત્યક્ષ અનુભવ થવો તે સત્ત્વાપત્તિ કહેવાય છે.

૫ અસંસક્તિકા – સર્વ સિદ્ધિઓના આધાર ભૂત આત્મામાં ચિત્ત વિરામ પામવાથી જે સિદ્ધિઓ અનુભવવામાં આવે તેમાં આસક્તિ ન થવી તે અસંસક્તિકા કહેવાય છે.

૬ પદાર્થાભાવિની – બ્રહ્મ વિના બીજા કોઈ પણ પદાર્થની પોતાની મેળે પ્રતીતિ ન થાય એવી ચિત્તની અવસ્થા તે પદાર્થા ભાવિની કહેવાય છે.

૭ તુર્યગા– વિશ્વની ચોથી સ્થિતિ રૂપ જે બ્રહ્મ તેમાં જ દેહપાત સુધી સર્વદા ચિત્તની સ્થિતિ રહેવી તે તુર્યગા કહેવાય છે.

## જ્ઞાનની ભૂમિકાઓને પામેલાની પદવી

૧ સાધક – શુભેચ્છા, વિચારણા ને તનુમાનસા આ ત્રણ ભૂમિકાઓને પામેલાઓ સાધક કહેવાય છે, ને તેમનું મૃત્યુ થયે તેઓ યોગ ભ્રષ્ટ કહેવાય છે.

૨ બ્રહ્મવિત્ વા જ્ઞાની – સત્ત્વાપત્તિ નામની ચોથી ભૂમિકાને પામેલા બ્રહ્મવિત્ વા જ્ઞાની કહેવાય છે.

૩ બ્રહ્મવિદ્વર વા જીવન્મુક્ત– અસસંક્તિકા નામની પાંચમી ભૂમિકાને પામેલા બ્રહ્મવિદ્વર વા જીવનમુક્ત કહેવાય છે.

૪ બ્રહ્મવિદ્ વરીયાન્ વા મહામુક્ત– પદાર્થાભાવિની નામની છઠ્ઠી ભૂમિકાને પામેલા બ્રહ્મવિદ્ વરીયાન્ વા મહામુક્ત કહેવાય છે.

૫ બ્રહ્મવિદ્વરિષ્ઠ વા અતિમુક્ત – તુર્યગા નામની સાતમી ભૂમિકાને પામેલા બ્રહ્મવિદ્વરીષ્ઠ વા અતિ મુક્ત કહેવાય છે.

## જ્ઞાનની ભૂમિકાઓને પામેલાના ચિત્તની અવસ્થા :–

પહેલી ત્રણ ભૂમિકાવાળા જગતને સત્યરૂપે જુએ છે તેથી તેમના ચિત્તની જાગ્રદાવસ્થા કહેવાય છે. ચોથી ભૂમિકાને પામેલા જગત્‌ને સ્વપ્નરૂપે જુએ છે, તેથી તેમના ચિત્તની સ્વપ્નાવસ્થા કહેવાય છે. પાંચમી ભૂમિકાને પામેલા જગત્‌ને સુષુપ્તિ જેવા ચિત્તથી જુએ છે, તેથી તેમના ચિત્તની સુષુપ્તાવસ્થા કહેવાય છે. છઠ્ઠી ભૂમિકાને પામેલા પોતાની મેળે જગત્‌ને જોતા નથી, પણ બીજાના પ્રયત્નથી જગતને જુએ છે, તેથી તેમના ચિત્તની ગાઢ સુષુપ્તિ અવસ્થા કહેવાય છે. સાતમી ભૂમિકાને પામેલા પોતાની મેળે કે બીજાના પ્રયત્નથી પણ જગત્‌ને જોતા નથી તેથી તેમના ચિત્તની ઘનસુષુપ્તિ અવસ્થા કહેવાય છે.

# સંયમનું ફલ

બુદ્ધિસત્ત્વ સર્વ વસ્તુને જાણી શકે એવા સ્વભાવવાળું છે, પણ જ્યારે તે રજસૂતમોમલથી આવૃત્ત હોય છે ત્યારે તેનો તે સ્વભાવ તિરોધાન પામેલો હોય છે. જ્યારે સંયમના અભ્યાસથી તે મલ દૂર થાય છે ત્યારે તેનો સર્વ પ્રકાશક સ્વભાવ પ્રાદુર્ભાવ પામે છે, તેથી બાહ્ય પ્રમાણની અપેક્ષા રાખ્યા વિના સ્વતઃ તે સર્વને જાણી શકે છે. આવા બુદ્ધિના સ્વાભાવિક સામર્થ્યનું નામ જ વિભૂતિઓ વા સિદ્ધિઓ છે.

વિભૂતિઓ વા સિદ્ધિઓના વિશેષ વર્ણન માટે જુઓ

"જ્ઞાન દર્પણ"

આ વેદાંતાદર્શથી, જે જુએ નિજરૂપ;
સદ્‌ગુરુનાથ પ્રતાપથી, તે ન પડે ભવકૂપ.

॥ ૐ શાંતિ: શાંતિ: શાંતિ: ॥